મ્હોટા સુધારા વધારા સાથેની નવી આવૃત્તિ.

મુંબઈ શહેરની મ્યુનિસિપાલ તથા એઈડેડ સ્કૂલોના
ગુજરાતી ચોથા ધોરણના

# વાર્ષિક પરીક્ષાના પ્રશ્નો

## (અંકગણિત તથા સુખગણિતના ખુલાસા સાથે)

## (સને ૧૯૦૭ થી સને ૧૯૩૧ સુધી)


સંયોજક:

**ચુનીલાલ કુબેરદાસ શાહ**

હેડમાસ્તર, મ્યુ. લૉર્ડ હેરીસ ગુ. શાળા, મુંબઈ.



પ્રકાશક:

**જીવનલાલ એન્ડ સન્સ:**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

૧૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ; મુંબઈ નં. ૨


કિંમત રૂ. ૦-૮-૦

મહોળા સુધારા વધારા સાથેની નવી આવૃત્તિ.

મુંબઇ શહેરની મ્યુનીસીપાલ તથા એડેડ સ્કૂલોના
ગુજરાતી ચો. ૧ ધોરણના

# વાર્ષિક પરીક્ષાના પ્રશ્નો

(અંકગણિત તથા સુખગણિતના ખુલાસા સાથે)

(સને ૧૯૦૭ થી સને ૧૯૩૧ સુધી)


સંયોજક:

ચુનીલાલ કુબેરદાસ શાહ

હેડમાસ્તર, મ્યુ. લૉર્ડ હેરીસ ગુ. શાળા, મુંબઈ-૨



પ્રકાશક:

જીવનલાલ એન્ડ સન્સ:

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

૧૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ; મુંબઇ-નં. ૨

કિંમત રૂ. ૦-૮-૦

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકમાં અમારૂં પોતાનું કાંઇ પણ નથી. માત્ર એક વરસ જેટલી લાંબી મુદતની શોધખોળ ને સંગ્રહના પરિણામે શરૂઆતથી એટલે સને ૧૯૦૭ થી તે ચાલુ સાલ સુધીના બાવીશ વર્ષના સવાલપત્રોનો આ સંગ્રહ કરી શકાયો છે. આ સંગ્રહ કરવામાં મને ઘણા શિક્ષક ભાઈઓએ મદદ કરી છે. તેમાં ખાસ કરીને મી. મોહનલાલ ગંગારામ પંડયાએ તેને પૂર્ણ કરવામાં પૂરી મહેનત લીધી છે તેને માટે તે ભાઈનો હું ખરા દીલથી આભાર માનું છું. એ ઉપરાંત આ પુસ્તકના તાત્કાલિક પ્રકાશન માટે ઉત્સાહી બુકસેલર્સ જીવનલાલ એન્ડ સન્સ તરફથી પ્રોત્સાહન ન મળ્યું હોત તો કદાચ આ પુસ્તક આટલું જલદી છપાઈને બહાર પડી શકત નહિ.

મારા અનુભવ પ્રમાણે આવાં પુસ્તકો પરીક્ષાનું ધોરણ-પદ્ધતિ સમજવા માટે તથા પરીક્ષા વખતે થએલા અભ્યાસનું પુનરાવર્તન કરવા માટે ઘણાંજ મદદગાર નીવડે છે. એવી ભાગ્યે જ કોઈપણ સ્કૂલ હશે કે જ્યાં પરીક્ષાના છેલ્લા બે ત્રણ માસ પહેલાં આવા સવાલો પરીક્ષા રૂપે નહિ પૂછાતા હોય. દરેક શાળામાં એકાદ બે વરસના સવાલોનો સંગ્રહ તો હોય છે, પણ પહેલાંનાં વર્ષોના સવાલ મેળવવા માટે ઘણી મહેનત કરવા છતાં તે મળી શકતા નથી. આ કારણથી આ સંગ્રહ દરેક શાળાને ઉપયોગી નિવડશે, એવી આશા રાખવામાં આવે છે.

ઈંગ્રેજીમાં તો આવા સંગ્રહો ઘણા બહાર પડે છે. તેમજ વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષાના પણ સવાલોનો સંગ્રહ ગુજરાતી ભાષામાં બહાર પડેલો છે, અને તેનો ઉપયોગ પણ સારી રીતે થાય છે. આ પુસ્તકનો જો સારો ઉઠાવ થશે અને જરૂર જણાશે તો તેમાં આવેલા વિષયોનો ખુલાસો પણ બહાર પાડવામાં આવશે.

ઇ. સ. ૧૯૨૯ **સંયોજક**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ ઘણી ઉતાવળે પ્રગટ કરેલી હોવાથી તેમાં અંકગણિત તથા મુખગણિતના જવાબો આપવામાં આવ્યા નહોતા. તેથી થોડોક વખત બાદ બે ફરમા જેટલું નવું મેટર તેમાંજ વધારવામાં આવ્યું. આ વધારામાં અંકગણિત તથા મુખગણિતના જવાબો તથા પરીક્ષા આપનારને સૂચના ઉપરાંત પરીક્ષામાં પ્રશ્નોના જવાબ કેવી રીતે લખવા તેની પદ્ધતિ સમજવા માટે સને ૧૯૨૯ની સાલના પ્રશ્નોના જવાબ નમુના તરીકે સવિસ્તર લખી બતાવવામાં આવ્યા હતા. આ વધારો વિદ્યાર્થી વર્ગને ઘણો જ માર્ગદર્શક અને ઉપયોગી થઈ પડયો હતો. આમ હોવા છતાં કેટલાક શિક્ષક બંધુ-ઓની ઇચ્છા એવી હતી કે અંકગણિત તથા મુખગણિતના દાખલા-ઓનો ખુલાસો પણ જો સાથે છપાય તો આ પુસ્તક વધુ ઉપયોગી થઈ પડે. કેટલાક બંધુઓનો એવો પણ મત છે કે ગણિતનો ખુલાસો આપવો જોઇએ નહિ. ખુલાસાથી વિદ્યાર્થીઓને પોતાની બુદ્ધિનો વિકાસ કરવાની તક મળતી નથી, તથા તેઓ પરાશ્રયી થઈ જાય છે. જો કે આ વાત કેટલેક અંશે તદ્દન ખરી છે. છતાં ખાસ નવી પદ્ધતિથી વિદ્યાર્થીઓને નુકસાન ન થાય અને તેમને પોતાને દાખલા ગણવામાં માર્ગદર્શક થાય એવી રીતનો અંકગણિત તથા મુખગણિતનો ખુલાસો આ આવૃત્તિમાં આપવામાં આવ્યો છે. તે વિદ્યાર્થીવર્ગ તથા શિક્ષક બંધુઓને જરૂર પસંદ પડશે અને ઉપયોગી લાગશે.

આ પરીક્ષા ગઇ સાલથી મ્યુનિસિપાલિટી તથા ગ્રાન્ટ મેળવતી દરેક શાળાના વિદ્યાર્થીઓ માટે ફરજીઆત થઈ છે. ગ્રાંટ લેતી

શાળાઓના હેડમાસ્તર સાહેબો આજ સુધી પોતાની શાળાના વિદ્યાર્થીઓની ચોથા ધોરણની વાર્ષિક પરીક્ષા પોતાની જ શાળામાં લેતા હતા. તેથી તેવી શાળાઓને પરીક્ષાની પદ્ધતિ જાણવા માટે આ સંગ્રહ વધુ ઉપયોગી નીવડશે એવું અમારૂં માનવું છે. માટે એવી શાળાઓના હેડમાસ્તર સાહેબોને આ પુસ્તકનો ઘટતો ઉપયોગ કરી અમારા આ પ્રયત્નને ઉત્તેજન આપવા અમારી વિનંતિ છે.

**વળી કન્યાશાળાઓ માટે પણ** આ પરીક્ષા લગભગ ફરજીઆત જેવી જ છે. તેથી ભાષા તથા શ્રુતલેખનના પ્રશ્નપત્રો કે જે ખાસ તેમને માટે જુદા જ છાપવામાં આવે છે તે જેટલા મળ્યા તેટલા દાખલ કરવામાં આવ્યા છે. તેથી આ પુસ્તક કન્યાશાળાઓ માટે પણ એટલું જ ઉપયોગી થઇ પડશે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

પરીક્ષાના ધોરણમાં વારંવાર ફેરફાર થતો હોવાથી દરેક આવૃત્તિ વખતે કાંઇને કાંઇ ખાસ ફેરફાર કરવાની જરૂર પડે છે. ગઈ સાલથી ઇતિહાસ તથા ભૂગોળની પરીક્ષા પોતાની શાળામાં જ હેડમાસ્તરે મોઢેથી લેવાનું મે. પરીક્ષક કમિટિએ ઠરાવેલું હોવા છતાં તેના પ્રશ્નો પણ વિદ્યાર્થી તથા પરીક્ષકને માર્ગદર્શક થાય એવા હેતુથી આ આવૃત્તિમાં છાપવામાં આવ્યા છે. વળી પદાર્થપાઠની જ્યારે લેખીત પરીક્ષા લેવામાં આવતી હતી ત્યારે તેના પ્રશ્નો ભાષાના પેપરમાં ભેગા જ છાપવામાં આવતા હતા; પણ જ્યારથી પદાર્થપાઠની પરીક્ષા-મોઢેથી લેવાનું ઠરાવ્યું ત્યારથી તેના પ્રશ્નો છાપવામાં આવતા નથી તે કારણથી આજ સુધીની પરીક્ષામાં ભાષાની સાથે છપાએલા પદાર્થ-પાઠના પ્રશ્નો ભાષામાંથી કમી કરી જુદા મથાળા નીચે છાપ્યા છે.

ચોથા ધોરણની પરીક્ષા વખતે દેશ ગએલા તથા સીક પડેલા વિદ્યાર્થીઓનું આખું વર્ષ નકામું ન જાય તેટલા માટે મે. પરીક્ષક કમિટિએ જુન માસમાં સપ્લીમેંટરી પરીક્ષા લેવાનું ઠરાવેલું છે, અને તે મુજબ દર સાલ લેવાય છે. તે પરીક્ષાના પ્રશ્નો પણ શરૂઆતથી તે ચાલુ સાલ સુધીના ખુલાસા સાથે દાખલ કરેલા છે. તે ઉપરાંત ચોથા ધોરણનો અભ્યાસક્રમ તથા દરેક વિષયોના માર્કની વિષયવાર યાદી આપવામાં આવી છે. જેથી શાળામાં લેવાતી ટેસ્ટ પરીક્ષ વખતે તે શિક્ષકોને ઉપયોગી થઇ પડશે.

છેવટમાં કોઈ પણ શિક્ષકબંધુને આ પુસ્તક સંબંધે કંઈ પણ સૂચના કરવા જેવું જણાય તો તે સંયોજકને લખી જણાવવાની મહેરબાની કરશે તો નવી આવૃત્તિ વખતે યોગ્ય જણાશે તો તેનો ઉપયોગ કરવામાં આવશે.

પહેલી આવૃત્તિનાં ૧૦૦ પાનાં હતાં અને આ આવૃત્તિનાં ૨૧૪ થયાં છે એટલે કદ પહેલાના કરતાં બમણું થયું છે છતાં કિંમતમાં માત્ર બે આનાનો વધારો કર્યો છે. જે કદના વધારાના પ્રમાણમાં છેક નજીવો છે.

તા. ૧–૮–૧૯૩૧. **સંયોજક અને પ્રકાશક.**



# અનુક્રમણિકા

પૃષ્ઠ.

## વિભાગ ૧ લો-સામાન્ય હકીકત :—



## વિભાગ ૨ જો-લેખીત પરીક્ષા :—

**વિભાગ ૩ જો–મૌખિક પરીક્ષા :—**



**વિભાગ ૪ થો–ખુલાસો :—**

૧૯૦૩૧

# વિભાગ ૧ લો—સામાન્ય હકીકત.

## ૧. ચોથા ધોરણની વાર્ષિક પરીક્ષાનો અભ્યાસક્રમ

### ૧ લો વિષય—ગણિત.

**अ.** અંગ્રેજી રીત પ્રમાણે વિવિધ ગુણાકાર, ભાગાકાર તથા ત્રિરાશી અને પંચરાશીના સહેલા દાખલા.

**ब.** મુખગણિત—કોષ્ટકોનો ઉપયોગ તથા ત્રિરાશીના સહેલા દાખલા.

### ૨ જો વિષય—ભાષા.

**अ.** ગુજરાતી ચોથી ચોપડીના પાઠ—૧૮, ૬૧ થી ૬૭, અને ૭૨ થી ૭૫ એ સિવાયના બધા પાઠો, ગદ્ય પદ્યના પાઠોની સમજુતિ.

**ब.** વ્યાકરણ—**નામ** (પ્રકાર નહિ) **સર્વનામ**—ત્રણે પુરૂષ. **વિશેષણ**—બે પ્રકાર. **વિભકિત**—સામાન્ય જ્ઞાન. **કૃદંત**—વર્તમાન, ભૂત અને ભવિષ્ય. **ક્રિયાપદ**—ક્રિયાપદનો અર્થ, સાધારણ સમજ, ત્રણ કાળ, સકર્મક અકર્મકનો ભેદ, કર્તા તથા કર્મ. **અવ્યય**—નામયોગી, ઉભયાન્વયી, કેવળપ્રયોગી અને ક્રિયાવિશેષણ. પદચ્છેદ—લઘુ વ્યાકરણ ભાગ ૨ મુજબ (ક. પ્રા. ત્રિ. કૃત)

**क.** મૌખિક (ઓરલ)—

૧. ગુજરાતી પાઠનું વાચન

૨. કવિતા—મુખપાઠ ૧૫૦ લીટી

૩. અંગ્રેજી—કોઇ પણ પસંદ કરેલી ઇન્ફન્ટ રીડરનું વાચન તથા સમજણ.

૪. સામાન્ય જ્ઞાન અથવા પદાર્થપાઠ—વાચનમાળા ૪ થી ચોપડીના ત્રીજા ભાગના.

**૩ જો વિષય**—લેખનકામ—

**अ.** વાચનમાળાના પાઠોમાંથી શ્રુતલેખન ૪ લીટી.

**ब.** અનુલેખન અથવા કૉપીબુક હોય તે બતાવવી.

**૪ થો વિષય**—ઇતિહાસ, ભૂગોળ—

**अ.** ઇતિહાસ–વલ્લભભાઈ પટેલકૃત ગુજરાતના ઇતિહાસની વાતો પૃષ્ટ ૭ થી ૪૫.

**ब.** ભૂગોળ–મુંબાઇ ઇલાકાના વિશેષજ્ઞાન સાથે હિંદુસ્તાનનું સામાન્ય જ્ઞાન, નકશા સાથે.

**સુચના**—આ ચાર વિષયો પરીક્ષા માટે ફરજીઆત છે, ભાષા તથા ગણિતની લેખીત પરીક્ષા થશે. ઇતિહાસ ભૂગોળ અને ભાષા ભાગ ૨ મૌખિક ( ઓરલ ) લેવાશે.

---

## ૨. ચોથા ધોરણની પરીક્ષાના માર્કસ.

| | | માર્ક | કુલ માર્ક. |
|---|---|---|---|
| **વિષય ૧ લો** | ભાષા ( લેખીત ) | ૬૦ | ૧૦૦ |
| | ભાષા ( મૌખિક ) | ૪૦ | |
| | (વાચન ૧૦ માર્ક, કવિતા ૧૦ માર્ક, પદાર્થપાઠ ૧૦ માર્ક, અંગ્રેજી વાચન ૧૦ માર્ક) | | |
| **વિષય ૨ જો** | અંકગણિત ( લેખીત ) | ૭૫ | ૧૦૦ |
| | મુખગણિત ( લેખીત ) | ૨૫ | |
| **વિષય ૩ જો** | શ્રુતલેખન ( લેખીત ) | ૩૦ | ૫૦ |
| | કૉપી ( અનુલેખન ) | ૨૦ | |
| **વિષય ૪ થો** | ઇતિહાસ ( મૌખિક ) | ૫૦ | ૧૦૦ |
| | ભૂગોળ ( મૌખિક ) | ૫૦ | |

સૂચના:—દરેક પેટા વિષયમાં પાસ થવા માટે ઓછામાં ઓછા ચોથા ભાગના માર્ક જોઇએ, પણ એકંદરે કુલ માર્ક ૧૦૦ માંથી ૩૪ જોઇએ. જેમકે અંકગણિતમા ૭૫ માર્કમાંથી ૧૯ માર્ક મળ્યા હોય તો બાકીના ૧૫ માર્ક મુખગણિતમાંથી મળે તોજ ૩૪ માર્ક થઇ પાસ થવાય; પણ અંકગણિતમાં ચોથા ભાગના ૧૯ મળે અને મુખગતિમાં પણ ચોથા ભાગના ૭ મળે તો કુલ ૨૬ માર્ક થાય અને નાપાસ થવાય.

## ૩. પરીક્ષા આપનાર વિદ્યાર્થીઓને સૂચનાઃ—

૧ પરીક્ષા વખતે સાથે પુસ્તકો કે નોટબુકો લાવશો નહિ.

૨ પ્રશ્નોના ઉત્તરો પેન્સીલથી અથવા શાહીથી લખવામાં આવશે તોપણ ચાલશે.

૩ પેપર ઉપર સેંટરનું, શાળાનું અને વિદ્યાર્થીનું નામ, નંબર, વિષય વિગેરે સર્વ માહિતી બીનચૂક લખો.

૪ પ્રશ્નપત્ર મળ્યા પછી કોઇ સાથે વાતચીત કરો નહિ. શંકા પડે તો ઉભા થઇ તે જગ્યાએ રાખેલા શિક્ષકને પૂછો.

૫ એક કાગળમાં પ્રશ્નનો ઉત્તર ન લખાય તો તે પાનાને છેડે જમણી બાજુ કૌંસ કાઢી 'આગળ ચાલુ' એમ સ્પષ્ટ લખો.

૬ કાગળની એકજ બાજુ ઉત્તર લખવામાં આવે એ વધારે સારૂં છે.

૭ ઉત્તર ખોટો લખાયો હોય તે ઉપર મોટી ચોકડી દોરો. વધારે છેકા મારો નહિ. ઉત્તર લખવાની ચોપડી હોય તો તેનું પાનુ ફાડો નહિ.

૮ પેપરો તુરત આપી દેવાની ઉતાવળ કરો નહિ. વખત પૂરો થવાની સૂચનાનો ઘંટ વાગે કે આગળ બીજું લખવાનું બંધ કરી લખેલા ઉત્તરો ફરી વાંચો. છેવટનો ઘંટ થતાંજ પેપર આપી દો.

૯ પુરવણી માટે બીજી ચોપડી કે છુટો કાગળ લીધો હોય તો

તે પેપર સાથે જોડી દો. સર્વ કાગળો કે ચોપડી ઉપર સૂચના નંબર ૩ મુજબ સર્વ માહિતી લખવાનું યાદ રાખો.

૧૦ મોઢેના હિસાબના પેપર ઉપર તે ઉપર આપેલી સૂચના પ્રમાણે પહેલાં સર્વ માહિતી લખો, અને તે પછી હિસાબ કરવાની શરૂઆત કરો. રબરનો ઉપયોગ કરો નહિ.

૧૧ છાપેલા પ્રશ્નપત્રો પર તમારૂં પુરૂં નામ અને નંબર લખો; પરંતુ ઉદાહરણના ઉત્તરો કે બીજું કાંઇ લખો નહિ.

૧૨ પેન્સીલ, કાગળ, રબર, ફુટપટ્ટી વિગેરે જોઇતી વસ્તુઓ સાથે લાવો. પરીક્ષા વખતે બીજા પાસે માગો નહિ.

**( પરીક્ષા કમિટિ તરફથી )**

---

# ૪. સંયોજક તરફની વિશેષ સૂચનાઓ.

---

૧ કેટલીક વખતે પ્રશ્નો વધારે છાપી તેમાંથી ફક્ત અમુકજ લખો એમ સૂચનાઓ આપેલી હોય છે, છતાં કેટલાક વિદ્યાર્થી બધા જ પ્રશ્નોના જવાબ લખે છે. આથી તેને વધારે માર્ક મળતા નથી; પરંતુ વિદ્યાર્થી સમજતો નથી એમ જાણી ઉલટા ઓછા માર્ક મળે છે. માટે જેટલા સવાલ લખવાના કહ્યા હોય તેટલા જ લખવા. બધા લખવાની ભૂલ કરવી નહિ. દાખલા તરીકે ચાર સવાલ છાપેલા હોય અને સૂચનામાં લખ્યું હોય કે ચાર-માંથી ગમે તે ત્રણના જવાબ લખવા, તો પછી એ ચાર સવાલોમાંથી આપણને જે ત્રણ સવાલો સારામાં સારા આવડતા હોય તેવા ત્રણ જ સવાલોના જવાબ લખવા, પણ ચારે ચાર સવાલના જવાબ લખવા નહિ.

૨ કેટલીક વખતે એકજ પ્રશ્નના બે ભાગ પાડીને પહેલો ભાગ અથવા બીજો ભાગ એ બેમાંથી એકનોજ જવાબ માગેલો હોય છે, છતાં વિદ્યાર્થીઓ બંને ભાગના જવાબ લખી નાખે છે. તેમ કરવાથી પણ વધુ માર્ક નહિ મળતાં આપણી સમજની ખામી સમજી ઓછા માર્ક મળે છે. માટે જ્યાં "આ અથવા આ" એમ લખ્યું હોય ત્યાં બેમાંથી એકજ સવાલ કે જે આપણને સારામાં સારો આવડતો હોય તેનો જ જવાબ લખવો.

૩ કેટલીક વખતે એકજ પ્રશ્નમાં ત્રણ, ચાર કે તેથી વધુ નામ લખી તેમાંથી ગમે તે એક, બે કે તેથી વધુની હકીકત માગેલી હોય છે, છતાં વિદ્યાર્થીઓ જેટલાં નામ લખેલાં હોય છે તેટલાં બધાંની હકીકત લખી નાખે છે. આથી વખત ઘણો જાય છે અને બીજા પ્રશ્નોના જવાબ લખવાના રહી જાય છે તથા વધારે માર્ક મળતા નથી, માટે જેટલાં લખવાનાં કહ્યાં હોય તેટલાંની જ હકીકત લખવી.

૪ કેટલીક વખતે એક કહેવત કે વાક્યનો સંબંધ બતાવી સમજાવવાનું આપ્યું હોય છે, તેને બદલે તે કહેવત કે વાક્ય જે પાઠમાં આપ્યું હોય છે તે આખો પાઠ વિદ્યાર્થી લખી નાખે છે. આથી પણ વખત વ્યર્થ જાય છે. માટે જેટલા જવાબ માગ્યો હોય તેટલો વિચાર કરીને ટુંકામાં લખવાથી સારા માર્ક મળે છે. વધારે લખવાથી વધારે માર્ક મળે છે એમ કદિ પણ ધારવું નહિ. જેટલું માગ્યું હોય તેટલું જ મુદ્દાસર લખવાથી પૂરેપૂરા માર્ક મળે છે.

૫ પ્રશ્નોના જવાબ સુંદર, મરોડદાર ને મોટા સાફ અક્ષરોથી લખવા જોઇએ. શબ્દો છૂટા પાડી લખવાની રીતથી અર્થનો અનર્થ થતો નથી, અને લખાણ સફાઇદાર દેખાય છે, માટે

હંમેશાં શબ્દો છૂટા પાડીને લખવું. પરંતુ એટલું યાદ રાખવું કે શબ્દો વચ્ચેનું અંતર જોઇતા પ્રમાણમાંજ રાખવું. વધારે અંતર રાખવાથી લખાણ બેડોળ દેખાય છે અને જાણે શબ્દો લખ્યા હોય એમ સમજાય છે. માટે આ બાબત ખાસ લક્ષમાં રાખવી.

૬ દરેક પ્રશ્નપત્રના જવાબ લખવાનો વખત ચોક્કસ આપેલો હોય છે, અને એટલાજ વખતમાં બધા પ્રશ્નોના જવાબ લખવાના હોય છે, માટે જેટલા પ્રશ્નો હોય તેના પ્રમાણમાં સમયના વિભાગ પાડી દરેક પ્રશ્નના ઉત્તર લખી લેવા જોઇએ. એમ નહિ કરવાથી ઘણી વખતે વખત પૂરો થઇ જાય છે, અને આવડતા હોય એવા પ્રશ્નોના જવાબો લખવાના રહી જાય છે, અથવા પાછળથી લખવામાં ઘણી ઉતાવળ કરવી પડે છે, માટે આ બાબત ખાસ કાળજી રાખવી જોઇએ.

૭ પ્રશ્નોના જવાબો પરીક્ષાના ઉત્તર લખવા માટે મળતી તૈયાર નોટોમાં જ લખવા સારા છે. કેટલાક વિદ્યાર્થીઓ છૂટા કાગળોમાં જવાબ લખી બાંધીલે છે. પણ આ પદ્ધતિમાં કેટલીક વખતે ભૂલ થવાનો સંભવ રહે છે. કાગળો આડા અવળી બંધાઇ જાય છે કે એકાદ બે લખેલા કાગળો બાકી રહેલા કોરા કાગળો ભેગા ભળી જાય છે. આવા સંજોગો ન બને માટે બાંધેલી નોટોનો જ ઉપયોગ કરવો જરૂરનો છે. નોટોના કાગળો જાડા અને આરપાર ન ફૂટે એવા પસંદ કરવા જોઇએ.

'સંયોજક'

# ૫. જવાબ કેમ લખવા તેનો નમૂનો.

## ( સને ૧૯૨૯ ની સાલના પ્રશ્નોના જવાબ. )

---

## ૧ અંકગણિત.

**પ્રશ્ન ૧ લાનો જવાબ:—**

પ્રથમ એક વર્ષનો ખર્ચ કાઢવા માટે એક દિવસના ખર્ચને ૩૬૦ વડે ગુણવા.

૩૬૦ × ૬ = ૨૧૬૦ પાઈ થઈ તેના આના કરવા માટે ૨૧૬૦ ÷ ૧૨ = ૧૮૦ આના આવ્યા.

૩૬૦ × ૪ = ૧૪૪૦ આના થયા તેમાં ઉપરના ૧૮૦ આના ઉમેર્યા એટલે ૧૪૪૦ ÷ ૧૮૦ = ૧૬૨૦ આના થયા તેના રૂપિઆ કરવા માટે ૧૬૨૦ ÷ ૧૬ = ૧૦૧ રૂપીઆ આવ્યા ને ૪ આના વધ્યા. તે આનાના સ્થાનમાં મૂક્યા. હવે ૩૬૦ × ૨ = ૭૨૦ રૂપીઆ થયા તેમાં ઉપરના ૧૦૧ રૂપીઆ ઉમેર્યા. ૭૨૦ + ૧૦૧ = ૮૨૧ રૂપીઆ થયા

રૂા. ૨–૪–૬
× ૩૬૦

૮૨૧–૪–૦ એક વર્ષનો ખર્ચ

એક વર્ષમાં રૂા. ૧૦૦૬–૪–૦ બચાવે છે માટે તે ખર્ચમાં ઉમેરવાથી કુલ આવક થશે.

૮૨૧–૪–૦ ખર્ચ છે.
+૧૦૦૬–૪–૦ બચાવે છે.

૧૮૨૭–૮–૦ એક વર્ષની કુલ આવક થઈ.

જવાબ:—
રૂા. ૧૮૨૭–૮–૦

**સૂચના:**—જો ૩૬૫ દિવસનું વર્ષ ગણવું હોય તો ૩૬૦ ને બદલે ૩૬૫ વડે ગુણવા. તેનો જવાબ રૂા. ૧૮૩૮–૧૪–૬.

**પ્રશ્ન ૨ જાનો જવાબ:—**

રૂા. ૧૦૦૦ ની ૪૫૦ નોટ છે માટે ૧૦૦૦×૪૫૦=૪૦૫૦૦ રૂા. થયા.

રૂા. ૧૦૦ ની ૧૩૪૮ નોટ છે માટે ૧૦૦×૧૩૪૮=૧૩૪૮૦૦ રૂા. થયા.

રૂા. ૧૦ની ૨૪૯ નોટ છે માટે ૧૦×૨૪૯=૨૪૯૦૦ રૂા. થયા અને રૂા. ૬૯૮ રોકડા છે તે બધાનો સરવાળો કરવાથી કુલ રકમ આવશે.

```
૪૦૫૦૦૦
૧૩૪૮૦૦
  ૨૪૯૦
   ૬૯૮
-------
૫૪૨૯૮૮ રૂા. કુલ રકમ.
```

જવાબઃ—
૫૪૨૯૮૮ રૂપીઆ કુલ રકમ.

**પ્રશ્ન ૩ જાનો જવાબઃ—**

પ્રથમ ૩૦ પેટીમાં કેટલી સાકર છે તે કાઢવા માટે એક પેટીની સાકરને ૩૦ એ ગુણ્યા.

```
મણ  શેર
 ૬ – ૨૮
   × ૩૦
-------
૨૦૧ – ૦
```

૩૦ પેટીની સાકર થઈ તેને ૪૦૨ ડબામાં ભરવી છે માટે તેને ૪૦૨ વડે ભાગ્યા.

```
૪૦૨) ૨૦૧ મણ (૦
      ×૪૦
     -----
૪૦૨)૮૦૪૦શેર(૨૦
     ૮૦૪
     -----
     ૦૦૦૦
```

૨૮ × ૩૦ = ૮૪૦ શેર થયા તેના મણ કરવા માટે ૪૦ વડે ભાગ્યા તો ૮૪૦÷૪૦ = ૨૧ મણ આવ્યા. હવે ૬ મણને ૩૦ વડે ગુણ્યા તો ૩૦ × ૬ = ૧૮૦ મણ આવ્યા તેમાં ઉપરના ૨૧ મણ ઉમેર્યા. ૧૮૦ + ૨૧=૨૦૧ મણ થયા.

૨૦૧ ને ૪૨૦ એ ભાગતાં ભાગ નહિ ચાલે માટે તેના ૪૦ એ ગુણી શેર કર્યા તો ૮૦૪૦ શેર આવ્યા. તેને ૪૦૨ વડે ભાગ્યા જેથી ૨૦ શેર આવ્યા એટલે દરેક ડબ્બામાં ૨૦ શેર ભરવી.

જવાબઃ—૨૦ શેર સમાય.

**પ્રશ્ન ૪ થાનો જવાબ:—**

એક રૂપીએ ૭ પાઈ કર આપવો પડે છે એટલે જો રૂા. ૧ પગાર મળતો હોય તો તેમાંથી ૭ પાઈ કર જાય માટે રૂા. ૧ માંથી ૬ પાઈ બાદ કરી.

રૂા. ૧—૦—૦ પાઈ
૦—૦—૬ પાઈ કર ગયો.

રૂા. ૦-૧૫-૬ બાકી રહે.

રૂા. ૦—૧૫—૬ પાઈની પાઈ કરી
×૧૨

૧૮૦ પાઈ
+૬ પાઈ

૧૮૬ પાઈ થઈ

જો રૂા. ૦—૧૫—૬ બાકી રહે તો ૧—૦—૦ પગાર મળે તો રૂા. ૫૮૧—૪—૦ બાકી રહે તો કેટલો પગાર મળતો હશે? (આવું ત્રિરાશીનું સ્વરૂપ થયું.)

રૂા. ૫૮૧—૪—૦ ની પાઈ કરી
×૧૬

૯૨૯૬ આના
+૪

૯૩૦૦ આના
×૧૨

૧૧૬૦૦ પાઈ થઈ.

હવે ૧૮૬ પાઈ બાકી રહે તો ૧ રૂા. પગાર મળે તો ૧૧૬૦૦ પાઈ બાકી રહે તો પગાર કેટલો મળતો હશે?

પાઈ  પાઈ  રૂા.  રૂા.
૧૮૬ : ૧૧૬૦૦ } : : ૧ : ૧૧૬૦૦ ÷ ૧૮૬ = ૬૦૦

જવાબ:—રૂા. ૬૦૦ પગાર મળતો હશે.

**પ્રશ્ન ૫ માનો જવાબઃ—**

૩૦ ગાય અથવા ૧૮ ભેંસ છે માટે ૩૦ ગાય = ૧૮ ભેંસ થઈ. હિસાબમાં ૩૬ ભેંસ છે તેની પ્રથમ ગાય કરવા માટે ૧૮ ભેંસની ૩૦ ગાય તો ૩૬ ભેંસની કેટલી ગાય ?

| | | |
|---|---|---|
| ભેંસ | ભેંસ | |
| ૧૮ | : ૩૬ | : : ૩૦ ગાય : $\frac{૩૦ \times ૩૬}{૧૮}$ = ૬૦ ગાય થઈ. |

૩૬ ભેંસોને બદલે હવે ૬૦ ગાય થઈ અને બીજી ૪૦ ગાય છે તે બંને મળીને ૬૦ + ૪૦ = ૧૦૦ ગાય થઈ.

હવે હિસાબનું સ્વરૂપ એવું થયું કે જો ૩૦ ગાયોને ૨૪ દહાડા ચાલે તેટલું ઘાસ ૧૦૦ ગાયોને કેટલા દિવસ ચાલે ?

| | | | | |
|---|---|---|---|---|
| ગાય | દિ | ગાય ગાય | દિ. | દિ. |
| ૩૦ : | ૨૪ | ૧૦૦ = ૩૦ | : : ૨૪ | $\frac{૨૪ \times ૩૦}{૧૦૦} = \frac{૩૬}{૫} = ૭\frac{૧}{૫}$ |
| ૧૦૦ | (જ) | | | |

જવાબઃ—૭$\frac{૧}{૫}$ દિવસ ચાલે.

---

## ૨. મુખગણિત.

**સૂચના**—આ હિસાબ મોઢેથી ગણવાના હોવાથી જવાબ સાથે તેના જવાબ ફક્ત આપ્યા છે.

## ૩. અ ભાષા (છોકરાઓ માટે)

**પ્રશ્ન ૧ લાનો જવાબઃ—**

(૧) મને કંઈપણ વેપાર કરાવશો અથવા નોકરી આપશો તો તે વડે મારૂં તથા મારી માનું ગુજરાન સારી રીતે ચાલશે અને તેથી આખી જીંદગી સુધી અમે આપનો ઉપકાર યાદ કરીશું.

(૨) ઉપલક દૃષ્ટિએ નહિ જોતાં દુનિઆના દરેક બનાવ ઉપર વારંવાર વિચાર કરી જોવાથી તે બનાવ કેવી રીતે બન્યો,

શા માટે બન્યો, વગેરે બાબતો આપણને નવાઈ ઉપજાવે એવી હોય છે. દુનિયાની દરેક ઘટના આશ્ચર્ય ઉપજાવ્યા વિના રહેતી જ નથી.

(૩) હું તો એકલદોકલ છું. એટલે કે મારે બૈરી કે છૈયાંછોકરાં કંઈ પણ નથી, ફક્ત હું જાતે એકલો જ છું. પાછળ મારી ફીકર કરે એવું કોઈ નથી, તેમ મારા ઉપર કોઈનો આધાર નથી.

(૪) હે મનુષ્ય! જેમ થુંકવામાં બહાર કાઢી નાખેલું થુંક પાછું ફરી ગળી શકાતું નથી (ખાઇ શકાતું નથી) તેમ મોઢામાંથી બોલી જવાએલું કડવું વચન પાછું મોંમાં ફરી પેસી શકતું નથી; પણ જ્યારે તેનાથી નુકસાન થશે ત્યારે પસ્તાવો કરવો પડશે. માટે હે ભાઈ! જે વચન બોલો તે બરાબર વિચાર કરીને બોલો.

(૫) તમારા દેશમાં (ખેતીવાડીને માટે) જ્યારે જોઇએ અને જેટલો જોઇએ તેટલો જ વરસાદ વરસે છે. વળી તમારો દેખાવ એવો છે કે તે તરફ જોવાથી જ તમારી ભક્તિ કરવા જેટલો ભાવ ઉત્પન્ન થાય છે.

(૬) એ બધી બાબતોનો વિચાર કરીને તમે પ્રભુનું ભજન કરો, તો તે જરૂર તમને દુઃખને વખતે સહાય કરશે જ. અગાઉના વખતમાં તેનું જેણે જેણે ભજન કર્યું તેને તેને તેણે દુઃખમાં ઘણી જ મદદ કરી છે, માટે ભજન કરવાથી તમારૂં કામ પણ પાર પડશે.

**પ્રશ્ન ૨. જાનો જવાબ:—**

(૧) એક શેઠને નામું લખનાર મહેતાજી જોઇતો હતો, તેને માટે તેણે એક જણને પસંદ કરવા સારૂ પચીસ ઉમેદવારોને

બોલાવ્યા હતા. એ પચીસમાંથી જ્યારે પોતાને જવાનો વારો આવ્યો ત્યારે જ પોતે આગળ ગયો. તે પહેલાં બીજાઓને ધક્કા મારી આગળ આવવાનો વિચાર સરખો પણ તેણે કર્યો નહોતો. તેની આ વર્તણુક ઉપરથી તેનો સ્વભાવ શાંત છે એવું મેં મનમાં માની લીધું–નક્કી કર્યું.

(૨) લુંટારો દરવેશની પાસે ગયો ત્યારે દરવેશે લુંટારાને ઉપદેશ આપ્યો કે ભાઈ, સારી દુનિયામાં–સ્વર્ગમાં જવા માટે તારી પાસે જે ત્રણ પ્રકારના બોજા છે તે દૂર કરી નાખ: (૧) તારી ટોળીના લૂંટારાઓને કાઢી મૂક. (૨) તારા ગુલામોને છોડી મૂક. (૩) તારી પાસે લુંટવાથી ભેગી થએલી દોલત જેની હોય તેને પાછી આપી દે. આ ત્રણ બોજા દૂર કરી દે એટલે તારૂં કલ્યાણ થઈ જશે. આ ઉપરથી લુંટારાએ તે દરવેશનું કહેવું તદ્દન સાચું માનીને તેના કહેવા પ્રમાણે કર્યું, અને પોતાની આગળની ચાલચલણ છોડી દીધી.

(૩) એક ઘરડી મજુરણ થાકી પાકી સાંજે ઘેર આવી વગર સમજે બોલતી હતી કે બધાંને માટે મારે એકલીને જ કામ કરવું પડે છે. તે ઉપરથી તેનો પાડોશી તેને સમજાવે છે કે દુનિઆમાં દરેક માણસને માટે પરમેશ્વરે કંઈ ને કંઈ કામ નક્કી કરી રાખેલું હોય છે. એક નહિ તો બીજે રસ્તે પણ એકની મહેનત બીજાને ઉપયોગી થઇ પડે છે, માટે તું પરમેશ્વરને દોષ દેવાનો મૂકી દે. તું બીજા માટે કામ કરે છે તો બીજા તારા માટે પણ કામ કરે છે, એ વિચાર કરી જોવાથી તને સમજાશે.

**પ્રશ્ન ૩ જાનો જવાબઃ—**

દરેક—સંખ્યા વાચક વિશેષણ. વિશેષ્ય માણસ.
માણસ—જાતિવાચક નામ, નાન્યતરજાતિ, ૧ લી વિભક્તિનું એકવચન.
પોતાના—સ્વવાચક સર્વનામ, નરજાતિ, છઠ્ઠી વિ૦નું એકવચન.
ભાગનું—જાતિવાચક નામ, નરજાતિ, છઠ્ઠી વિ૦નું એકવચન.
કામ—ભાવવાચક નામ, નાન્યતરજાતિ, બીજી વિ૦નું એકવચન.
કરીને—કૃદંત અવ્યય.
બીજાની—જાતિવાચક નામ, નરજાતિ, છઠ્ઠી વિ૦નું એકવચન.
ઓછીવત્તી—ગુણવાચક વિશેષણ. વિશેષ્ય ગરજ.
ગરજ—ભાવવાચક નામ, નારીજાતિ, ૨ જી વિભક્તિનું એકવચન.
સારે છે—કર્તા માણસ, કર્મ ગરજ માટે સકર્મક ક્રિયાપદ. સાર ધાતુ,

વર્તમાનકાળ, ત્રીજો પુરૂષ, એક વચન, સકર્મકકર્ત્તરિ પ્રયોગ.

**પ્રશ્ન ૪ થાનો જવાબઃ—**

૧. સફર=મુસાફરી, પ્રવાસ.
૨. મમતી=પોતાનીજ મરજી પ્રમાણે ચાલનાર.
૩. ભૂધર=પૃથ્વી ધારણ કરનાર (પરમેશ્વર).
૪. કાબેલ=હોંશિયાર.
૫. રવાદારગી=છુપી દલાલી કાઢવી તે.
૬. દરવેશ=મુસલમાન ફકીર.
૭. ઇલિમ=જાદુ.
૮. દળદર ફિટાડવું=ગરીબાઈ મટાડવી. (તાલેવંત થવું).
૯. ફાંદામાં ફસાવું=ખોટી વાતને સાચી માની લેવી તે.

૧૦. નજર બાંધવી=બાળકના માથા ઉપર રાઈમીઠું ઉતારી એક કાંસાના વાડકામાં ધગધગતા અંગારા ભરી તેમાં તે નાખી વાડકાને કાંસાની થાળીમાં ઉંધો પાડી ઉપર છાણ પાણી એકઠું કરી રેડવું તે.

**પ્રશ્ન ૫ માનો જવાબઃ—**

| શબ્દ અર્થ | વાક્ય |
|---|---|
| ભાવ=હેત, પ્રેમ, | તમારો મારા ઉપર ઘણો **ભાવ** છે. |
| ભાવ (માલનો)=કિંમત. | સોનાનો હાલમાં શો **ભાવ** છે? |
| પ્રયોગ (ક્રિયાપદનો)=વપરાશ. | આ ક્રિયાપદનો કયો **પ્રયોગ** છે? |
| પ્રયોગ=અમુક સાધનવડે કંઈ કરી બતાવવું તે, અખતરો. | અમારા શિક્ષકે આજે સાબુનો **પ્રયોગ** કર્યો હતો. |
| કલંક=ડાઘ. | પોતાના બાપની આબરૂને **કલંક** લગાડ્યું. |
| તાલ=મઝા. | આજે રસોઈમાં સારો **તાલ** આવ્યો હતો. |
| તાલ=ઠેકો. | આ ગાયનમાં ચાર **તાલ** આવે છે. |
| તાલ=લાગ. | લોભીઆએ જાણ્યું કે આ ઠીક **તાલ** આવ્યો છે. |
| તાલ=ભાવ પછી વપરાતો શબ્દ. | તેણે ભાવ **તાલ** પૂછી ખાતરી કરી. |
| માન્ય રાખી=કબુલ રાખી. | બધા માણસોએ તે વાત **માન્ય** રાખી. |

**પ્રશ્ન ૬ ઠ્ઠાનો જવાબઃ—**

**અ.** છોકરાંઓએ માબાપની સેવા કરવામાં નીચેની વાતો ધ્યાનમાં રાખવી—

૧. તેમણે ફરમાવેલાં સર્વે કામ આનંદ અને ઉત્સાહથી કરવાં.
૨. તેમનું દીલ દુઃખાય એવું એક પણ કામ કરવું નહિ.
૩. તેમની વૃદ્ધાવસ્થામાં તેમનું સારી રીતે પોષણ કરવું.
૪. તેમણે આપણા ઉપર કરેલા ઉપકારો હંમેશાં યાદ કરવા.
૫. તેમની એક પણ આજ્ઞાનો ભંગ કરવો નહિ.

ख. નોકરોએ શેઠની સેવા કરવામાં નીચેની વાતો ધ્યાનમાં રાખવી—
૧. શેઠે ફરમાવેલાં તમામ કામ આનંદ અને ઉત્સાહથી કરવાં.
૨. શેઠને કંઈપણ નુકસાન થતું હોય તો તે પોતાને જ થાય છે એમ સમજવું.
૩. પોતાના જીવના જોખમે પણ શેઠનો જીવ બચાવવો.
૪. હંમેશાં શેઠનું ભલું થાય એવી પ્રભુ પાસે પ્રાર્થના કરવી.
૫. જે પગાર મળતો હોય તેમાં સંતોષ માની ફરજ બરાબર બજાવવી.

---

## ૩. व ભાષા (કન્યાઓ માટે).

**પ્રશ્ન ૧ લાનો જવાબ:—**

(क) બીજાને દુ:ખી થતો જોઇને જેના મનમાં લાગણી થાય છે, દયાળુ થઇને બીજાને દાન આપી જાણે છે, જે દાન સારા પાત્રને (જેને ખરેખરી જરૂર હોય તેને) આપવામાં આવે છે તેજ ખરૂ દાન કહેવાય છે. જેને જરૂર ન હોય તેને દાન આપવાથી કંઈ પણ ફળ થતું નથી. પોતાને હાથે જે કંઇપણ સારાં અથવા ખોટાં કામ થશે તે જ તેના નામની સાથે કાયમ રહેશે.

(ख) જેણે આપણને ખરા જરૂરના વખતે પૈસા આપીને આપણી આબરૂ જતી બચાવી હોય, તે જ માણસ જ્યારે ધન વગર દુ:ખી થતો હોય તો પછી તેણે આપણને આપેલા પૈસા તેને ક્યારે પાછા આપી દેવા ? હે બેન ! આજને આજ. હમણાંજ જઇને આપવા.

(ग) **"ચાંદાં ખોળવા વિષે"**ના પાઠમાં મરયમે મહેતાજીના સુખની વાત ફાતમાને કહી, ત્યારે ફાત્તમાએ કહ્યું કે જો તે નસીબદાર હોય તો તેનો એકનોએક ભાઇ મરી ગયો ને સાસુ મરી ગઇ, એવું કેમ બને ? માટે તે સારાં પગલાંની નથી. તેના જવાબમાં મરીયમ ફાતમાને સમજાવે છે કે જે કંઇ બનાવ બને છે તે પરમેશ્વરની મરજી પ્રમાણે બને છે. કોઈના આવવાથી (ઘરમાં પગલાં મૂકવાથી) કંઇ સારૂં કે ખોટું થતું નથી, એ તો માત્ર મનના વહેમ છે. મનની એક જાતની ખોટી માન્યતા છે.

(घ) **"દયા અને દાન"** વિષેના પાઠમાં હરનારાયણ તથા પાર્વતી બે ભાઇબેનને તેમના બાપે આપેલા આઠ આનાનો ખર્ચ શામાં કર્યો, તેનો જવાબ લેતી વખતે પાર્વતીએ પોતાના પૈસા દયાને લીધે ભિખારણને આપી દીધા, ને હરનારાયણે રમકડાં લેવામાં ખર્ચી નાખ્યા. તે ઉપરથી તેમના બાપ તેમને સમજાવે છે કે જો ઈશ્વરે જેને પૈસા આપ્યા હોય અને તે દયાળુ ન બને, તથા ગરીબ ગુરબાંનું દુઃખ દૂર કરવા પોતાને આપેલા પૈસાનો ઉપયોગ ન કરે તો ઈશ્વર તેમના ઉપર નારાજ થાય છે, અને આપેલા પૈસા પાછા લઇ લે છે. એટલે કે પૈસાદાર ગરીબ બની જાય છે.

(ङ) **"વઢકારી પાડોશણ"**ના પાઠમાં સાધુ સમજુ બાઇને શિખામણ આપે છે તે વખતે તેમણે કહ્યું છે કે કોઇ પણ માણસથી અજાણથી યા જાણી જોઇને આપણું નુકસાન થયું હોય તો તેની સાથે લઢાઇ કરવાથી થએલા નુકસાનનો બદલો વળી જતો નથી, જે નુકસાન થયું તે તો થયું જ. લઢાઇ કરવાથી તે મટી જતું નથી.

**પ્રશ્ન ૨ જાનો જવાબઃ—**

આળસનો દુર્ગુણ માણસના શરીરમાં ધીમે ધીમે વધતો જાય છે અને માણસમાં આળસાઇ આવતી જાય છે. એક કામ કરવામાં જો સહેજ આળસ થઇ જાય છે તો પછી ધીમે ધીમે બીજાં કામો કરવામાં પણ આળસ આવે છે. એક બે કામમાં આળસ થતાં થતાં પછી બધાં કામોમાં આળસ થવા માંડે છે, એટલે જેમ બંધીવાન કેદીના હાથપગ બાંધેલા હોવાથી તે કંઇપણ કામ કરી શકતો નથી તેમ આળસ-ના કબજામાં ફસાયા પછી માણસથી કોઇપણ કામ પાર પડતું નથી.

આળસમાંથી છૂટવા માટે જે કંઇ કામ કરવામાં આળસ આવતી હોય તે કામ કરવાનો વખત બદલી નાખવો. કામમાં રસ ઉત્પન્ન થાય એવી રીતે કામ કરવું. કોઇ ઉદ્યમી માણસોની સોબત કરવી, ને તે કામ કરતો હોય તેની સાથે કામ કરવા માંડવું. નિયમિત રીતે કામ કરવાની ટેવ પાડવી. મનમાં દૃઢતા રાખવી.

આળસના કબજામાં ન આવવા માટે શરૂઆતથી જ તેને આપણા શરીરમાં દાખલ થવા દેવી નહિ. આળસુ માણસની સોબત કરવી નહિ. કોઇ પણ કામમાં આળસ આવે તો તે કામ છોડી બીજું કામ કરવું, અને પછી પ્રથમનું કામ કરવું જેથી કંટાળો આવશે નહિ. એક ને એક કામ ઝાઝી વાર સુધી કરવું નહિ.

**પ્રશ્ન ૩ જાનો જવાબઃ—**

સાધુએ કહ્યું કે જે વઢકારૂં હોય તેના સામા થવાથી તે વઢયા સિવાય રહેતું નથી. પણ જો આપણે તેના સામો એક પણ શબ્દ બોલીએ નહિ, તો તે આપોઆપ બોલીને થાકી જાય છે, અને પછી વઢયા સિવાય ચાલ્યું જાય છે. જેઓ વઢવાનાં બહાનાં ખોળતાં હોય તેને વઢવાનું કારણ જ ન આપવું, તથા તેનાથી દૂર રહેવું. કદાચ

આપણો વાંક થયો હોય તો તેની માફી માગી લેવી, અને સામાનો વાંક થયો હોય તો તેને ક્ષમા આપવી. કોઇની ભૂલ થઇ હોય તો તેને ધીમેથી સમજાવવું, અને ફરી ભૂલ ન થાય તે બદ્દલ કાળજી રાખવા કહેવું, તથા થએલી ભૂલની માફી આપવી. વઢવાથી થએલું નુકસાન પાછું મળતું નથી, માટે કદિ પણ વઢવાની ટેવ રાખવી નહિ.

**પ્રશ્ન ૪ થાનો જવાબઃ—**

**શબ્દ અર્થ વાક્ય**

વગોણું=નિંદા, ફજેતી. વીજીએ ભાભીનું **વગોણું** કર્યું.
સંકટ=દુઃખ, આફત. વનરાજને ઘણું **સંકટ** વેઠવું પડયું.
અનંત=જેનો છેડો નહિ તે. દરિયામાં **અનંત** જળ હોય છે.
વિરહ=વિયોગ. સીતાજીથી રામચંદ્રજીનો **વિરહ** સહન થયો નહિ.
છંદ=બુરી ટેવ. તેને જુગારનો **છંદ** લાગ્યો હતો.
છંદ=ઘુઘરીવાળું હાથનું ઘરેણું. બૈરાં હાથે **છંદ** પહેરે છે.
આય=શક્તિ, બળ. માંદગીને લીધે મારામાં જરાયે **આય** નથી.
શેરડા પડયા=શરમાઇ ગઇ. ચોરી જાહેર થવાથી તેના મોંઢે **શેરડા પડયા.**
વારસ=હકદાર. બાપના મરણ પછી દીકરો **વારસ** થાય છે.
ચાવળો=બહુબોલો. આ છોકરો **ચાવળો** છે.
સર્વજ્ઞ=સઘળું જાણનાર. પરમેશ્વર **સર્વજ્ઞ** છે.

**પ્રશ્ન ૫ માનો જવાબઃ—**

મનની—ભાવવાચક નામ, નાન્યતર જાતિ, છઠ્ઠી વિ૦ નું એકવચન.
દૃઢતાથી—ભાવવાચક નામ, નારી જાતિ, પાંચમી વિ૦ નું એકવચન.
માણસ—જાતિવાચક નામ, નાન્યતર જાતિ, પહેલી વિ૦ નું એકવચન.
જે—સંબંધી સર્વનામ.

ધારે—કર્ત્તા માણસ, કર્મ જે, માટે સકર્મક ક્રિયાપદ, ધાર ધાતુ, વર્તમાન કાળ, ત્રીજો પુરૂષ, એકવચન.

તે—દર્શક સર્વનામ.

કરી શકે છે—કર્ત્તા માણસ, કર્મ કામ (અધ્યાહાર), માટે સકર્મક ક્રિયાપદ, કર ધાતુ, વર્તમાન કાળ, ત્રીજો પુરૂષ એકવચન.

**પ્રશ્ન છઠ્ઠાનો જવાબ:—**

(૧) **સીતાનાં વીત્યાં**—આ કહેવત કોઇને બહુ જ દુઃખ પડે છે ત્યારે વપરાય છે. સીતાજીને વનમાં ઘણું જ દુઃખ પડેલું તેથી આ કહેવત ત્યારથી વપરાવા માંડી છે. કોઇપણ કામ કરતાં ઘણી મુશ્કેલી પડે ત્યારે લોકો કહે છે કે બાઇ, આ કામ કરતાં "**મને તો સીતાનાં વીત્યાં.**"

(૨) "**ફરે તે ચરે અને બાંધ્યાં ભૂખે મરે**" આ કહેવતનો મૂળ અર્થ એવો છે કે ઢોરને જો ઘેર બાંધી મૂકીએ તો તેને ખાવાનું મળે નહિ, પણ જો જંગલમાં તેને છૂટું ફરવા દઇએ તો ઘાસ વગેરે ચરી ખાય. પરંતુ તેનો વપરાશ મનુષ્યના સંબંધમાં પણ થાય છે. જો માણસ મહેનત કરે તો કંઇપણ પૈસા પ્રાપ્ત કરી શકે છે, પણ જો તે આળસુ થઇ પડી કે બેસી રહે તો તેને કંઇપણ મળતું નથી. ફરવું એટલે મહેનત કરવી અને ચરવું એટલે કંઇપણ મેળવવું.

(૩) "**દીવો બાળીને કાંત્યું અને પેટ બાળીને સાંચ્યું**"—**આ** કહેવતનો અર્થ એવો છે કે જે કામમાં બે ચાર પૈસાની કમાઇ થતી હોય તે કામ જો દીવો બાળીને રાત્રે કરવામાં આવે તો ચાર પૈસાની કમાઇ થાય, ને ચાર પૈસાનું દીવેલ બળી જાય એટલે કરેલી મહેનત વ્યર્થ જાય છે. મતલબ કે એવી રીતે

કરેલા કામથી કંઇપણ લાભ થતો નથી. "પેટ બાળીને સાંચ્યું" એનો અર્થ એવો છે કે માણસ પોતે તંદુરસ્ત રહે તેવો ખોરાક ન ખાતાં હલકો ખોરાક ખાઇને જો કંઇપણ રકમ બચાવે તો તે બચેલી રકમ શરીર તંદુરસ્ત ન હોય તો નકામા જેવી છે. રકમનો ઉપભોગ કરનારનું શરીર જો સારૂં ન હોય તો પછી બચાવેલી રકમથી શો લાભ?

(૪) "**વાંકાચુંકા પણ ઘઉંના રોટલા**"–આ કહેવત પોતાની ચીજ યા બીજું કંઈ ખરાબ હોય છતાં તેને સારૂં કહેવા માટે વપરાય છે. પોતાની ચીજમાં કંઇપણ ખામી હોય તે દૂર કરવા તેનો બીજો ગુણ આગળ કરી તેનાં વખાણ કરતી વખતે કહેવાય છે કે "તેમાં શું, પણ તેનો ફલાણો ગુણ કેવો સરસ છે! "વાંકાચુંકા પણ ઘઉંના રોટલા" છે."

---

# વિભાગ ૨ જો—લેખીત પરીક્ષા.

## ૧. અંકગણિતના દાખલાની ક્રમવાર યાદી.

૧. સંખ્યાલેખન તથા સંખ્યાવાચનના હિસાબોઃ—
૨૪, ૩૪, ૪૬, ૬૩, ૧૦૬.

૨. સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકારના હિસાબોઃ—
૧૮, ૨૩, ૨૫, ૨૯, ૩૬, ૩૯, ૪૦, ૫૨, ૫૬, ૬૮, ૯૮, ૧૦૪, ૧૦૭, ૧૧૨, ૧૨૫, ૧૩૦.

૩. ચઢતી ઉતરતી ભાંજણીના હિસાબોઃ—
૧૨, ૧૬, ૧૯; ૨૬, ૩૧, ૩૫, ૪૧, ૧૦૮, ૧૧૧, ૧૨૬.

૪. વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકારના હિસાબોઃ—
૧, ૫, ૧૧, ૧૭, ૨૦, ૩૦, ૪૭, ૪૮, ૬૦, ૭૮, ૭૯, ૮૦, ૯૦, ૯૯, ૧૦૯, ૧૧૯.

૫. લઘુતમ સાધારણ ભાજ્ય તથા દઢભાજકના હિસાબોઃ—
૯૩, ૧૧૪, ૧૧૬, ૧૨૨.

૬. ત્રિરાશીથી થતા હિસાબોઃ—
૨, ૪, ૬, ૮, ૯, ૧૩, ૧૪, ૨૧, ૨૭, ૨૮, ૩૨, ૩૭, ૩૮, ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૯, ૫૦, ૫૧, ૫૩, ૫૫, ૫૭, ૫૮, ૫૯, ૬૧, ૬૨, ૬૪, ૬૫ ૬૬, ૭૦, ૭૧, ૭૪, ૭૬, ૮૧, ૮૨, ૮૪, ૮૬, ૮૮, ૯૫, ૯૭, ૧૦૦, ૧૦૩, ૧૦૫, ૧૧૦, ૧૨૧, ૧૨૩, ૧૨૭, ૧૨૮, ૧૩૭, ૧૩૮.

૭. બહુરાશીથી થતા હિસાબોઃ—

૩, ૭, ૧૦, ૧૫, ૨૨, ૩૩, ૫૪, ૬૯, ૮૫, ૮૯, ૯૬, ૧૦૧, ૧૦૨, ૧૧૩, ૧૧૫, ૧૩૩.

૮. પરચુરણ હિસાબોઃ—

૬૭, ૭૨, ૭૩, ૭૩, ૭૫, ૮૩, ૮૭, ૯૧, ૯૨ ૯૪, ૧૧૭, ૧૧૮, ૧૨૦, ૧૨૪, ૧૨૯, ૧૩૧, ૧૩૨, ૧૩૪, ૧૩૫' ૧૩૬.

---

# ૨. અંકગણિત.

---

## સને ૧૯૦૭

૧. ૨૨૮ ટન, ૧૮ હંદ્ર. ૩ ક્વા. ૧૩ પૌંડ, ૧૨ ઔંસ તેને ૭૬ વડે ભાગો.

૨. એક માણસ દરરોજ ૬ કલાક ચાલે તો ૨૦ દિવસમાં એક ગામમાં પહોંચી જાય છે, તો જો તે દરરોજના ૮ કલાક પ્રમાણે ચાલે તો કેટલા દિવસમાં પહોંચશે ?

૩. એક ૯ માણસના કુટુંબનો ૮ મહિનામાં ૧૨૦ રૂ. ખર્ચ થાય છે, અને તેજ પ્રમાણે બીજા એક કુટુંબનો ૧૬ મહિનાનો ખર્ચ ૬૪૦ રૂપીઆ થાય છે, તો તે બીજા કુટુંબમાં કેટલાં મનુષ્યો હશે ?

૪. એક જાગીરદારની જમીનની આવક ૮૦૫૦૦ રૂપીઆ છે. તેમાંથી આવક ઉપર દર સેંકડે રૂા. ૧૧॥= પ્રમાણે સરકારને કરના આપવા પડે છે તો તેની ચોકખી આવક કેટલી ?

## સને ૧૯૦૮

૫. ૫ ફર્લાંગ, ૨ ફુટ, ૩ ઈંચને ૬૩ વડે ભાગો.

૬. એક કામ ૩૫ માણસો ૧૬ દિવસમાં પુરૂં કરે છે તો તે કામ જો ૧૪ માણસો કરે તો કેટલા દિવસમાં પુરૂં થશે?

૭. ૩૨ ઘોડાને ૯૬ બુશલ ચણા ૨૧ દિવસ ચાલે છે તો ૬૬ બુશલ ચણા ૭ ઘોડાને કેટલા દિવસ ચાલશે?

૮. દર પૌંડે ૭ પેન્સ પ્રમાણે આવક ઉપર કર ભર્યા પછી એક માણસની ચોકખી આવક ૬૯૯ પૌંડ થઇ તો તેની કુલ આવક કેટલી હશે?

## સને ૧૯૦૯

૯. ૩૫ ઘોડાને ૨૦ દિવસ ચાલે એટલું ઘાસ હતું પરંતુ રોગ ચાલવાથી તેમાંથી ૧૦ ઘોડા મરી ગયા તો બાકી રહેલા ઘોડાઓને તે ઘાસ કેટલા દિવસ ચાલશે?

૧૦. એક ઘરની ભીંત ૨૦ માણસો દરરોજ ૮ કલાક કામ કરીને ૧૨ દિવસમાં ચણે છે, તો દરરોજ ૧૦ કલાક કામ કરીને ૧૫ માણસો તે ભીંત કેટલા દિવસમાં ચણી રહેશે?

૧૧. નીચેનો દાખલો કરોઃ—

૧૫ હંડ્રવેટ ૧૦ પૌંડ ૬ ઔંસ ÷ ૨૨

૧૨. ૧૭૫૦૪૬ ઈંચના મૈલ કરો.

૧૩. ૨૪ માણસો ૩૫ મણ બોજો ઉંચકી શકે છે તો ૧૮ માણસો કેટલા મણ બોજો ઉંચકી શકશે?

## સને ૧૯૧૦

૧૪. એક કામ ૪ પુરૂષ અથવા ૭ છોકરાંઓ મળી ૧૮ દિવસમાં કરે છે, તો તે કામ ૧ પુરૂષ અને ૧૪ છોકરાં મળી કેટલા દિવસમાં કરશે?

૧૫. ૩૦ ઘોડાઓને ૧૮ દિવસમાં ૨૧૦ મણ ચણા જોઇએ છીએ તો ૪૨ ઘોડાઓને ૨૧ દિવસમાં કેટલા ચણા જોઇએ ?

૧૬. ૩૬૦૫૯૨ મિનિટનાં વર્ષ કરો.

( ૧ વર્ષના દિવસ ૩૬૫ ગણવા )

૧૭. ૨૫ પૌંડ, ૪ પેન્સ, ૧ ફાર્દિંગને ૧૮ એ ભાગો.

૧૮. એક બાગમાં ૩૪૨ આંબાનાં ઝાડ છે, અને દરેક ઝાડ ઉપરથી દર વર્ષે ૨૦૨૦ કેરીઓ ઉતરે છે. પરંતુ ચાલુ સાલે ૩૨ આંબા ઉપર બીલકુલ કેરીઓ લાગી નહિ, અને બાકીના દરેક ઝાડ ઉપરથી ૧૫૦ કેરીઓ પવનથી ગરી પડી, તો ચાલુ સાલે બધી મળી કેટલી કેરી બાગના ધણીને મળી હશે ?

## સને ૧૯૧૧

૧૯. ૪૨૦૦ ક્રાઉનની ગીની કરો.

૨૦ ૩ ટન ૨ હંડ્રેવેટ ૪ પૌંડને ૬૪ વતી ભાગો.

૨૧ **અ** એક કામ ૧૦ દિવસમાં કરે છે, અને **બ** તેજ કામ ૧૫ દિવસમાં કરે છે. **અ** અને **બ** બંને સાથે મળીને કામ કરે તો તે કામ પૂરૂં કરવાને તેમને કેટલા દિવસ જોઇએ ?

૨૨. એક માણસ રોજ ૬ કલાક ચાલે તો ૫ દિવસમાં ૯૬ માઇલ ચાલી શકે છે. પણ જો તે રોજ ૫ કલાક ચાલે તો ૪૮૦ માઇલ ચાલવાને તેને કેટલા દિવસ જોઇએ ?

૨૩. એક ગૃહસ્થ અને તેના બે દીકરાની એક વર્ષની કમાણી ૩૬૬૦ રૂપીયા છે અને તેમનું વર્ષનું ખર્ચ ૧૫૯૦ રૂપીઆ છે. કમાણીમાંથી ખર્ચ બાદ કર્યા પછીની બચત ત્રણે જણ સરખે ભાગે વહેંચી લે તો દરેકને ભાગે શું આવશે ?

# સને ૧૯૧૨

૨૪. (ક) ૧૮ કરોડ, ૪૩૨ હજાર, ૬ એ સંખ્યાને આંકડામાં લખો.

(ખ) ૯૦૭૦૦૦૬૦૯ એ સંખ્યાને આંકડામાં લખો.

૨૫. ચાર ગામની એકંદર મહેસુલ ૨૦૦૧ રૂપીઆ છે. તેમાં પહેલા ગામની ૪૩૨ રૂપીઆ છે, અને બીજા અને ત્રીજા ગામની અનુક્રમે ૫૩૪ અને ૬૫૪ રૂપીઆ છે, તો ચોથા ગામની મહેસુલ કેટલા રૂપીઆ હશે?

૨૬. મારી પાસે ૪૫૦ સોવરીન છે. તેમાંથી રૂપીઆ, અધેલી પાવલી અને બેઆનીના એક સરખી સંખ્યામાં કેટલા સિક્કા આવશે?

૨૭. એક ગામમાં ૨૨૪૦૦ માણસ છે, અને તેને ૩ મહીના ચાલે એટલોજ ખોરાક છે. હવે તેજ ખોરાક ૭ મહીના ચલાવવો હોય તો તેમાંથી કેટલાં માણસને બહાર મોકલી દેવાં જોઈએ?

૨૮. એક મોટરગાડીનાં પૈડાંનો પરિઘ ૫ વાર ૨ ફુટ ૯ ઈંચ છે અને તે એક સેકન્ડમાં ૩ ફેરા ફરે છે, તો તે ગાડી એક કલાકમાં કેટલા માઇલ જશે?

૨૯. બે ગાડીઓ મળીને એક કલાકમાં ૧૨૩૨૦ યાર્ડ ચાલે છે અને તેમાંની એક બીજી કરતાં ૧૭૬૦ વાર વધારે ચાલે છે, ત્યારે દરેક ગાડી કલાકે કેટલું ચાલતી હશે?

૩૦. એક કન્યાશાળામાં ૩૧૭ કન્યાઓ ભણે છે. તે દરેકને એકેક વાર કપડું ઇનામમાં આપ્યું. જો એક વાર કપડાની કિમ્મત રૂ. ૧–૫–૪ હોય તો ઇનામમાં આપેલાં કપડાંની કિમ્મત કેટલી હશે?

## સને ૧૯૧૩

૩૧. એક વેપારી પાસે ૮ હ. ૨ ક્વા. ૮ પૌં. ચા છે; તે બારબાર પૌંડના ડબ્બામાં ભરે તો તે બધી ચા ભરી દેવાને તેને કેટલા ડબ્બા જોઈએ?

૩૨. એક કિલ્લામાં ૧૫૦૦ સિપાઇઓ માટે ૫૦ દિવસ ચાલે તેટલો ખોરાક છે. જો તેમાં ૫૦૦ સિપાઇ વધારે હોય તો તે ખોરાક તે બધા સિપાઇઓને કેટલા દિવસ ચાલત?

૩૩ દરરોજ ૫ કલાક લખે તો ૩૫ દિવસમાં ૩૮૫૦૦ શબ્દની એક ચોપડી લખી શકાય છે. ૪૯૫૦૦ શબ્દની ચોપડી ૨૫ દિવસમાં લખવી હોય તો દરરોજ કેટલા કલાક લખવું જોઈએ

## સને ૧૯૧૪

૩૪. કેટલા દશક હોય તો દસ હજાર થાય?
નીચેની સંખ્યા આંકડામાં માંડો.—

દોઢ લાખ, સવા બે હજાર, પોણાછસેં.

૩૫. એક પીપમાં પાંચ મણ તેલ છે, તેમાંથી નવટાંક નવટાંકની કેટલી બાટલીઓ ભરાશે?

૩૬. ૯૩૪૫ને ૧૧એ ભાંગતાં ૬ શેષ વધે છે. જો શેષ છને બદલે નવ રાખવી હોય તો ભાજ્યમાં શો ફેરફાર કરવો પડે?

૩૭. એક ચોરસ ફુટ દીવાલને રંગ દેવાને એક આનો ખર્ચ થાય છે, તો દસ ચોરસ ફુટ અને બાર ચોરસ ઈંચિ દીવાલને રંગવાનું કેટલું ખર્ચ થશે?

૩૮. દરેક છોકરાને રૂ. ૨–૯–૧૧ પાઇ પ્રમાણે આપતાં કુલ ખર્ચ ૨૪૬૪૭ પાઈ થાય છે, તો છોકરાની સંખ્યા કેટલી?

૩૯. એક શાળામાં ૫ વર્ગ છે. તેમાં પહેલાના કરતાં બીજા વર્ગમાં બમણાં છોકરાં છે. બીજાથી ચોગણા ત્રીજા વર્ગમાં છે. ત્રીજાથી દોઢા ચોથા વર્ગમાં છે, અને ચોથાથી અર્ધા બાળવર્ગમાં છે. જો બાળવર્ગમાં ૩૦ છોકરાં હોય તો આખી નિશાળમાં કેટલાં છોકરાં?

# સને ૧૯૧૫

( આ સાલના પ્રશ્નો છપાયા નહોતા. )

# સને ૧૯૧૬

૪૦. દશ હજારમાં નાનામાં નાની કઇ રકમ ઉમેરીએ તો તે આખી રકમને ૩૯૬ વડે શેષ વગર ભાગી શકાય?

૪૧. એક વેપારીએ ૨૫ રૂ. ૧૨ આનાને બદલે ભૂલથી ૨૫ પૌંડ ૧૨ શિલીંગ આપી દીધા, તો તેણે કેટલું નાણું વધારે આપ્યું? ( જવાબ રૂપીયા આનામાં લાવવો. )

૪૨. ૨૫ પુરૂષ એક કામ ૨૦ દિવસમાં કરે છે, તો તે કામ કરવાને ૧૫ પુરૂષ અને ૧૦ સ્ત્રીઓને કેટલા વધારે દિવસ લાગશે? ( દરેક સ્ત્રી પુરૂષના કરતાં અરધું કામ કરી શકે છે. )

૪૩. એક ફુટ રસ્તો કરવાનો ખર્ચ ૩ રૂ. ૫ આ. ૪ પાઈ થાય, તો દોઢ માઇલ રસ્તો કરવાનો ખર્ચ કેટલો થશે?

૪૪. **અ** ગામથી બે સવાર **બ** ગામ જવાને નીકળે છે. પહેલો સવાર કલાકના ૧૮ માઇલ પ્રમાણે ચાલે છે, અને તે સવારે ૭ વાગે નીકળી બપોરે ત્રણ વાગે **બ** ગામ પહોંચે છે. બીજો સવાર **અ** ગામથી એક કલાક મોડો નીકળે છે, અને **બ** ગામે એક કલાક વહેલો પહોંચે છે, તો તે બીજો સવાર દર કલાકે કેટલા માઇલ ચાલ્યો હશે?

૪૫. એક ઘેટાની કિમ્મત ૩ રૂપીયા પડે છે; તેવાં ૬૦ ઘેટાં અને ૧૨૦ રૂપીયા રોકડા આપીને ૧૦ ગાય વેચાતી લીધી, તો દરેક ગાયની કિમ્મત કેટલા રૂપીયા પડી?

## સને ૧૯૧૭

૪૬. (क) નીચેની સંખ્યા આંકડામાં લખી બતાવોઃ—
આઠ કરોડ, સાતલાખ, પંદર હજાર, નવ.
(ख) નીચેની સંખ્યાઓ અક્ષરમાં લખી બતાવોઃ—
૨૫૨૦૦૩, ૮૦૩૦૧૬.

૪૭. ૧ આ. ૩ પાઇએ શેરના ભાવે ૬૦ શેર દૂધ લઇને તેમાં કેટલું પાણી મેળવીએ તો ૧ આનાનું શેર લેખે વેચતાં બેઠેલી કિંમત મળી રહે?

૪૮. ૫૩ રૂ. ૧૨ આ. ૮ પાઈ આ રકમમાં ૮ રૂ. ૭ આ. ૬ પાઈ કેટલી વાર મેળવીએ તો ૨૦૬ રૂા. ૩ આના ૮ પાઈ થાય?

૪૯. ૧૨ માણસોના એક કુટુંબને દર મહિને ૭૨ રૂ. ૮ આના ખર્ચ થાય છે. તે કુટુંબમાં બીજાં ૮ માણસો નવાં આવ્યાં તો દર મહિને શો ખર્ચ થશે?

૫૦. ૨૫ ફુટ લાંબી અને ૭ યાર્ડ પહોળી જાજમની કિંમત ૩૫ રૂા. પડે છે તો ૨૬ ફુટ લાંબી અને ૧૫ ફુટ પહોળી જાજમની શી કિંમત પડશે?

## સને ૧૯૧૮

૫૧. સાકરનો ભાવ એક મણ (મણ=૨૮ પાઉન્ડ) ના રૂપીઆ ૫ છે, તો ૩ હંડ્રવેટ અને ૧૪ પાઉન્ડની કિંમત કેટલી પડશે?

૫૨. એક ગૃહસ્થની વર્ષની આવક રૂપીઆ ૬૧૨ છે. તેને ઘર-ભાડું દર માસે રૂપીઆ ૧૨ આના ૮ આપવું પડે છે, અને તેનું દર માસનું બીજું ખર્ચ રૂ. ૨૭ છે, તો વર્ષ આખરે તેની પાસે બચત રકમ કેટલી રહે?

૫૩. એક આગગાડી દર કલાકે ૩૫ માઇલ પ્રમાણે ચાલે છે, તો તે એક સેકન્ડમાં કેટલા ફૂટ ચાલતી હશે?

૫૪. એક કંટ્રાકટરે એક કામ ૩૦ દિવસમાં પૂરૂં કરવાનું માથે લીધું, અને ૧૫ માણસો કામે લગાડયાં. ૨૪ દિવસમાં તો તે કામ અર્ધું જ થયેલું માલમ પડયું, તો તે મુદ્દતસર પૂરૂં કરવા માટે તેને કેટલાં વધારે માણસ કામે લગાડવાં પડશે?

૫૫. એક કિલ્લામાં ૧૦૦ માણસને ૨૦ દિવસ ચાલે તેટલું અનાજ છે. જો તેમાં ૨૫ માણસ વધે તો તેટલું જ અનાજ તે બધાં માણસોને કેટલાં દિવસ ચાલે?

૫૬. એક માણસને દરરોજની મજુરીના આના ૫ મળે છે; રવિવારે માણસો મજુરીએ જતા નથી. તો ૩૦ માણસોની બાવન અઠવાડીઆની મજુરી કેટલી થશે?

## સને ૧૯૧૯

૫૭. જો ૧૨ માણસો અથવા ૧૮ છોકરાં એક કામ ૮ દિવસમાં પુરૂં કરે તો ૧૦ માણસ અને ૯ છોકરાંને તે કામ કરવાને કેટલા દિવસ લાગશે?

૫૮. ૬ વાર લાંબી અને ૨ વાર પહોળી ચાદરની કીંમત રૂ. ૨ આના ૧૦ હોય, તો તેજ કીંમતની ૩ વાર લાંબી ચાદરની પહોળાઈ કેટલી?

૫૯. એક બળદગાડી કલાકના ૭ માઇલ પ્રમાણે ચાલે છે, તો તે ગાડી સવારના ૧૦–૩૦ થી તે સાંજના ૫–૩૦ સુધીમાં કેટલા માઇલ ચાલી?

૬૦. ૧૪૦ તોલા સોનામાંથી ત્રણ દાગીના બનાવવાના છે. પહેલો દાગીનો ૧૯ તોલા ૧ રતીનો થાય છે. બીજો દાગીનો ૧૩ તોલા ૨ રતીનો થાય છે, તો ત્રીજા દાગીનાનું વજન કેટલું?

૬૧. એક માણસ દર પાંડે ૭ પેન્સ કર આપે છે. તેની વાર્ષિક ચોખ્ખી આવક ૬૯૯ પૌંડ છે, તો તેની વાર્ષિક પેદાશ કેટલી?

૬૨. એક માણસ પાસે ૧૦ ફરા, ૫ પાયલી, અને ૩ શેર અનાજ છે. તે દર માણસ દીઠ ૦ાા શેર; અને દર છોકરા દીઠ ૦। શેર દરરોજ અનાજ આપે છે, તો ૬ માણસ અને ૪ છોકરાને તે અનાજ કેટલા દિવસ ચાલશે?

## સને ૧૯૨૦

૬૩. નીચેની રકમો શબ્દમાં લખી બતાવો:—

૬૦૦૫૮૦૭, ૨૦૯૦૦૭, ૨૦૯૦૫.

૬૪. એક બગડી ગએલી ઘડિયાળનું લોલક એક મિનિટમાં ૬૫ વખત ઝોલા ખાય છે; તો ૩ દિવસ ૫ કલાક ૪૦ મિનિટમાં તેણે કેટલી વાર ઝોલા ખાધા હશે?

૬૫. એક ગાયની કિમ્મત ૬૦ રૂપીઆ પડે છે. ચાર ગાયની કિમ્મતથી જો હું ૨૫ ઘેટાં વેચાતાં લઇ શકું, તો દરેક ઘેટાની કિમ્મત કેટલી?

૬૬. ૨૫ પુરૂષ **અથવા** ૭૫ સ્ત્રી એક કામ ૧૨ દિવસમાં કરી શકે છે, તો ૧૨ પુરૂષ **અને** ૧૪ સ્ત્રીઓ તે કામ કેટલા વખતમાં કરી શકશે?

૬૭. એક દિવાલ ૧૫ ફીટ ઉંચી છે. તે પર એક ગોકળગાય દરરોજ દિવસમાં ૨ ફીટ ૬ ઈંચ ચઢે છે, અને રાત્રે ૧ ફૂટ ૩ ઈંચ પાછી નીચે ઉતરે છે, તો તેને મથાળે પહોંચવાને કેટલા દિવસ લાગશે?

## સને ૧૯૨૧

૬૮. ભાગાકાર ૫૦૨, શેષ ૯૧, અને ભાજક ૧૨૪ છે તો ભાજ્ય શું હશે?

૬૯. ૯ માણસો એક કામ ૧૨ દિવસમાં કરે તો તેથી બમણું કામ ૯ દિવસમાં કરવાને માટે કેટલાં વધારે માણસ કામે લગાડવાં જોઇએ?

૭૦. મુંબઇથી અમદાવાદની ટીકીટના રૂ. ૪–૧૩–૬ બેસે છે, તો મારી પાસે રૂ. ૪૮૯–૩–૬ છે તેમાંથી કેટલી ટીકીટો આવશે ?

૭૧. રેલ્વે ગાડી એક કલાકનાં ૩૦ માઇલની ઝડપે ચાલે છે, તો તે એક સેકન્ડમાં કેટલા ફૂટ ચાલતી હશે ?

૭૨. એક માણસને જેટલા દિવસ સુધી હાજર રહે તેટલા દિવસના એક પોંડ પ્રમાણે મળે છે, પણ જે દિવસે ગેરહાજર રહે તે દિવસે દોઢ પોંડ દંડ આપવો પડે છે. પણ તે દરેક ત્રણ દિવસ હાજર રહી ચોથે દિવસે ગેરહાજર રહે છે. આ પ્રમાણે કામ કરતાં તેને પોંડ ૬૭–૦–૦ મળ્યા, તો તે કુલ કેટલા દિવસ નોકરી માટે હાજર રહ્યો હશે ?

## સને ૧૯૨૨

૭૩. એક ક્રીકેટ મેચમાં મગને અને છગને ૨૫૪ રન કર્યા, છગને અને જગને ૧૪૨ રન કર્યા, અને મગને અને જગને ૧૭૮ રન કર્યા; તો દરેકે કેટલા કેટલા રન કર્યા તે જણાવો.

૭૪. એક માણસ ૧૪૫ ડગલાં એક મિનિટમાં ચાલે છે. જો તેના દરેક પગલાની લબાઈ ૨ ફૂટ હોય તો તેને ૧૬ માઇલ ચાલવાને કેટલા વખત લાગશે ?

૭૫. એક વેપારીએ રૂા. ૧૨૪૬ માં ૨૮ ઘોડા ખરીદ કર્યા. તે ઘોડામાંથી ૧૨ ઘોડા મરી ગયા, તો બાકીના ઘોડામાંથી દરેક ઘોડો કેટલી કિંમતે વેચે તો તેને રૂા. ૧૦૫ નફો થાય ?

૭૬. જો ૨૯૬ રમકડાંની કિંમત ૧ પોંડ ૪ શિલિંગ ૮ પેન્સ પડે તો ૧૫૦ પોં. ૫ શી. ૪ પેન્સમાં કેટલાં રમકડાં આવી શકે ?

૭૭. એક માણસની માસિક આવક રૂા. ૨૬૪ છે. ત્રણ મહિનાની આવક તે ચાર મહિનામાં ખરચે છે, તો ૧૨ વરસમાં તે કેટલા રૂપીઆ બચાવશે ?

# સને ૧૯૨૩

૭૮. એક માણસ પાસે ૪ ખાંડી ઘઉં છે. આમાંથી તે ૨૫ નોકરને દરેક દીઠ ૨ મણ ૧૧ પાયલી અને ૧ શેર ઘઉં વહેંચી આપે છે, તો તેની પાસે કેટલા ઘઉં બાકી રહે છે?

૭૯. હું રૂ. ૫૦) લઇને બજારમાં ગયો અને રૂ. ૧)= પાયલીના ભાવે ૩ પાયલી ચોખા, રૂ. ૭) ની એક ડઝનના ભાવે ૪ કેરી અને ૯ આને વાર પ્રમાણે ૧૩ ફૂટ કપડું ખરીદ કર્યું અને ૭ આના મજૂરીના આપ્યા તો મારી પાસે બાકી શું રહ્યું?

૮૦. એક મીલે રૂ. ૨૬,૮૭૨–૧૨ આનાનો નફો કર્યો, અને રૂ. ૨,૧૧૬–૮ આના મીલકતના સમારકામ પાછવાડે ખર્ચાયા અને બાકીનો નફો ૩૦૦ ભાગીદારોમાં વહેંચી નાંખ્યો, તો દરેક ભાગીદારને ભાગે શું આવ્યું?

૮૧. એક માણસ ૫$\frac{1}{2}$ કલાકમાં ૩ માઇલ તરે છે તો તે ૧૧ મીનીટમાં કેટલા વાર તરશે?

૮૨. એક ઘેરાયલા કિલ્લામાં ૪,૦૦૦ માણસોને ૪૨ દિવસ ચાલે એટલો ખોરાક છે; પણ ૧,૭૬૦ માણસો નાસી ગયાં ત્યારે બાકીનાં માણસોને તે ખોરાકનો જથો કેટલા દિવસ ચાલશે?

# સને ૧૯૨૪

૮૩. એક ધર્મશાળામાં બધાં મળી ૩૪૦ મુસાફરો આરામ લેવાને ઉતર્યા. તેમાંથી પુરૂષ અને સ્ત્રીઓ મળી ૨૭૫ હતાં અને પુરૂષ અને છોકરાંઓ મળી ૨૩૫ હતાં. તો પુરૂષ, સ્ત્રીઓ અને છોકરાંઓ બધાં કેટલાં કેટલાં હતાં?

૮૪. એક ગોળાકાર શરતના મેદાનનો ઘેરાવો ૧૩૭½ વાર છે. તો એક ઘોડાને ૫ માઇલ જેટલું છેટું ચાલવાને તે રસ્તાપરથી કેટલી વખત દોડવું પડશે?

૮૫. ૭ ભેંસો એક મહિનામાં ૧૫ મણ અને ૩૦ શેર ખોળ ખાય છે તો ૩૩ ગાય અને ૧૪ ભેંસો ૩૦ મણ ખોળ કેટલા દિવસમાં ખાશે? (એક ભેંસ એક ગાય કરતાં ત્રણ ગણું ખાય છે.)

૮૬. એક મજુરને એક વર્ષની મજુરીના ૨૦૫ રૂ. ૫ આ. મળે છે. તે કામ પરથી ૧૦મી માર્ચથી ૩જી જુન સુધી ગેરહાજર હતો તો તેની મજુરીમાંથી કેટલા પૈસા કાપી લેવા? (૧૦ મી માર્ચ અને ૩જી જુનને તેની ગેરહાજરીના દિવસોમાં ગણી લેવા.)

૮૭. બે સરખી લંબાઈના કપડાના થાનની કીંમત અનુક્રમે ૧૯ રૂ. ૨ આ. અને ૨૫ રૂ. ૫ આ. છે. પહેલા થાનના કપડાની કીંમત ૮½ આના વાર લેખે છે તો બીજા થાનના કપડાનો શો ભાવ હશે?

૮૮. અઢી ફુટનું એક પગલું થાય તેવાં ૧૧૦ પગલાં એક માણસ એક મિનિટમાં ચાલે છે; તો તે માણસને ૧૫ માઇલ ચાલવાને કેટલો વખત લાગશે?

૮૯. ૧૨૫ માણસ ૧૫ દિવસમાં ૫૭૫ રૂપીઆ કમાય, તો ૯૦ માણસનો ૨૭૬૦ રૂપીઆ કમાવાને કેટલા દિવસ જોઈએ?

૯૦. ૨૫ પુરૂષ અને ૪૫ સ્ત્રીઓને રૂ. ૯૨-૧૩-૧૦ પાઈ વહેંચી આપવાના છે. જો દરેક સ્ત્રીને રૂ. ૧-૩-૬ પાઈ આપવામાં આવે, તો દરેક પુરૂષને શું મળી શકશે?

૯૧. ખાંડ ૪ આને શેર મળે છે, અને કાફી ૧૧ આને શેર મળે છે; તો ૪૮૮ શેર કાફીની કિમ્મતમાં કેટલા શેર ખાંડ મળશે?

## સને ૧૯૨૫

૯૨. એક વેપારીએ ૪૨૦ રૂપીઆની કેટલીક ચાની પેટીઓ ખરીદ કરી, અને તે બધી જ પેટીઓ તેણે ૫૬૦ રૂપીઆમાં વેચી દીધી; તેમ કરતાં તેને દરેક પેટીએ બે રૂપીઆ વધારે મળ્યા. ત્યારે તેણે પેટીઓ કેટલી લીધી હશે? અને દરેક પેટીની કિમ્મત તેને કેટલા રૂપીઆ આપવી પડી હશે?

## સને ૧૯૨૫

### ( ગવર્નમેંટ )

૯૩. ૬૫, ૧૦૪, ૩૦૯ આ ત્રણ સંખ્યાઓનો લઘુત્તમ સાધારણ વિભાજ્ય તથા દઢભાજક કાઢો.

૯૪. એક માણસની વાર્ષિક આવક ૨૧૦ રૂપીઆ છે. તે પોતાની ત્રણ મહિનાની આવક ચાર માસમાં ખર્ચી નાંખે છે, તો વર્ષ આખરે તેની પાસે કેટલા રૂપીઆ શીલક રહેશે?

૯૫. અર્ધા પૌંડ રેશમમાંથી ૨૦૦ યાર્ડ લાંબો દોરો નીકળે છે. હવે જો પૃથ્વીનો પરિઘ ૨૫૦૦૦ માઇલનો ધારીએ તો તેની આજુ-બાજુ વીંટાળવા માટે કેટલા પૌંડ રેશમમાંથી દોરો કાઢવો પડે?

૯૬. ૧૦ ભેંસો અથવા ૧૫ ગાયોને દર અઠવાડીએ ૪૦ શેર કપાસીઆ ખવડાવીએ તો એ પ્રમાણે ૩ ભેંસો તથા ૩ ગાયોને ૧॥ મણ કપાસીયા કેટલા દિવસ ચાલશે?

૯૭. એક કિલ્લામાં ૫૦૦૦ સિપાઈ છે, અને તેમને ૧૫ દિવસ ચાલે તેટલું અનાજ છે. જો તે કિલ્લામાંથી ૩૮૦ સિપાઈને બહારગામ મોકલવામાં આવે તો તે અનાજ બાકીના સિપાઈઓને કેટલા દિવસ ચાલશે?

## સને ૧૯૨૬

૯૮. શિક્ષકે છોકરાને પચાસ લાખ પાંચસો ત્રણ લખવા કહ્યું. છોકરાએ ૫૦૫૦૩ લખ્યા, તો તેણે કેટલા ઓછા લખ્યા ?

૯૯. ૭૫ કોથળા બાજરીથી ભરેલા છે; તેમાં ૩૮૬ મણ ૭ શેર ૧૦ રૂ. ભાર બાજરી ભરેલી છે, અને કોથળાઓ સહિત તેનું વજન ૩૯૫ મણ ૩ શેર ૨૦ રૂ. ભાર થાય છે, તો દરેક કોથળાનું વજન કેટલું હશે ?

૧૦૦. ૧ શિ. ૪ પેન્સ વિલાયત મોકલવા હોય તો એક રૂપીઓ જોઈએ, તો ૫૭૮૧ પાઉન્ડ મોકલવા હોય તો કેટલા રૂપીઆ જોઈએ ?

૧૦૧. દરરોજ અરધો કલાક કાંતે તો એક જણ અરધા રૂપીઆ-ભાર સુતર તૈયાર કરી શકે છે. તે પ્રમાણે ૩૨૮૭૬ જણ આઠ મહીના કાંતે તો બધું મળી કેટલું સુતર તૈયાર થાય ?

૧૦૨. રોજ ૫ કલાક કામ કરે તો : એક કામ ૮ માણસ ૧૨ દિવસમાં પુરૂં કરી શકે છે. તેજ કામ ૧૦ માણસ રોજ ૬ કલાક કામ કરે તો કેટલા દિવસમાં પુરૂં કરી શકશે ?

## સને ૧૯૨૬

### ( ગવર્નમેન્ટ )

૧૦૩. એક આગગાડીના એન્જીનના પૈડાનો ઘેરાવો ૩ યાર્ડ ૨ ફુટ છે. તે ગાડી મુંબાઈથી પુના જવા માટે નીકળે છે. મુંબાઈથી પુના ૧૨૦ મૈલ દૂર છે, અને તે પૈડું દર સેન્કડે એક ફેરો ફરે છે, તો તે ગાડીને પુના પહોંચતાં કેટલો વખત લાગશે ?

૧૦૪. ભાજક ભાગાકારથી બમણો છે, અને ભાગાકાર શેષથી ત્રણ ગણો છે. જો શેષ ૭૯ હોય તો ભાજ્ય કેટલા હશે ?

૧૦૫. **અ** અને **બ** જુદા જુદા એક કામ અનુક્રમે ૨૪ અને ૩૦ દિવસમાં પૂરૂં કરે છે. બંનેએ ભેગા મળી તે કામ ૪ દિવસ કર્યું. પછી **અ** માંદો પડયો, તો બાકી રહેલું કામ **બ** એકલો કેટલા દિવસમાં પૂરૂં કરશે ?

૧૦૬. એક વ્યાપારીએ ૧। લાખ ૧।। હજાર ૧। સો રૂપીઆ વ્યાપાર કરવામાં રોકવાનું નક્કી કર્યું. પરંતુ ૧।।। લાખ ૧।। હજાર ૧। સો રૂપીઆ તેમાં રોકાઈ ગયા, તો ધાર્યા કરતાં કેટલા વધારે અથવા ઓછા રૂપીઆ રોકાયા હશે ?

૧૦૭. દરેક ગુણીમાં ( કોથળામાં ) ૪ ફરા ૩ પાલી ૨ શેર અનાજ ભરેલું છે એવી ૧ ડઝન ગુણીની કીંમત રૂા. ૬૦૭–૮–૦ પડે છે. હવે જો તે બધું અનાજ ૪ ( ચાર ) આનાનું ૧ શેરના ભાવ વેચી નાખીએ તો તે વ્યાપારમાં શો નફો અથવા નુકસાન થશે ?

૧૦૮. ૧।। ટન ૪ હંડ્રવેટ ૧ ક્વાર્ટર ૧ સ્ટોન ચહા પાંચ પાંચ પૌંડના ડબામાં ભરવી હોય તો કેટલા ડબા જોઈશે ?

## સને ૧૯૨૭

૧૦૯. એક ગૃહસ્થને ત્યાં એક વર્ષમાં ૫૨૭ પૌં. ૧૧ શિ. ૪ પેન્સનો ખર્ચ થાય છે, તો ૯૩ વર્ષમાં તેનો ખર્ચ કેટલો થાય ?

૧૧૦. એક માણસ દરરોજ ૮ કલાક પ્રમાણે કામ કરે ત્યારે એક કામ ૧૫ દિવસમાં કરી શકે; તો તેજ કામ ૧૨ દિવસમાં પુરૂં કરવાને દરરોજ કેટલા કલાક કામ કરવું જોઈએ ?

૧૧૧. દરેક માણસને ૩ ક્વા. ૮ પા. અનાજ આપીએ તો ૪ ટન ૧૬ હં. ૩ ક્વા. ૨૦ પાઉન્ડ કેટલા માણસમાં વહેંચાય ?

૧૧૨. મેં કેરીની ચાર ટોપલી ખરીદ કરી. પહેલી ટોપલીમાં ૨૪૬ કેરીઓ છે, બીજીમાં ૩૧૯, ત્રીજીમાં બીજી કરતાં ૧૯ વધારે અને ચોથીમાં પહેલી અને બીજીમાં મળીને જેટલી હતી તેટલી છે; ત્યારે મેં કુલ કેટલી કેરી ખરીદ કીધી હશે ?

૧૧૩. જો ૪૦ માણસ ૧૪ દિવસમાં ૭૦ રૂપિયા કમાય તો ૩૦ માણસ ૨૦ દિવસમાં શું કમાશે ?

# સને ૧૯૨૭

## ( ગવર્નમેન્ટ )

૧૧૪. ૪૯૧ તથા ૫૪૮ ને મોટામાં મોટી કઇ સંખ્યાએ ભાગો તો શેષ અનુક્રમે ૧ અને ૨ આવે ?

૧૧૫. ૧૨ માણસ અથવા ૧૮ છોકરાં ૩/૪ કામ ૮ દિવસમાં કરે છે, તો ૧૦ માણસ અને નવ છોકરાં બાકીનું કામ કેટલા વખતમાં કરશે ?

૧૧૬. ૫ માણસ એક દહેરાની આજુબાજુ ફરે છે. એક ફેરો પુરો કરવાને તેઓ અનુક્રમે ૬, ૮, ૯, ૧૨ અને ૧૫ મિનીટ લે છે. તો ઉપડયા પછી કેટલો વખત રહીને પહેલી વાર તેઓ ભેગા થશે ?

૧૧૭. ચાહ ૯ આને શેર તથા કોફી ૧૪ આને શેર મળે છે. તો ૫૨૪ શેર ચાહની કિંમતમાં કેટલા શેર કોફી ખરીદ કરી શકાય ?

૧૧૮. એક વેપારીએ એક રૂપીઆની ૬ પાયલી પ્રમાણે ૩૦ ફરા અનાજ ખરીદ કર્યું. એના ધંધામાં એને રૂા. ૫૦ નફો મેળવવો છે, તો તેણે એક રૂપીએ કેટલું અનાજ વેચવું ?

# સને ૧૯૨૮

૧૧૯ "અ" રૂ. ૧૭–૮–૦ હંડરવેટના ભાવના ૫૦ હંડરવેટ ચોખા "બ" ને આપે છે અને તેના બદલામાં તેની પાસેથી ૬ આને શેરના ભાવના ૪૨૫ શેર ઘઉં લે છે. આમ કરતાં "અ" ને કેટલો નફો થયો અથવા ખોટ ગઈ તે શોધી કાઢો.

૧૨૦. જો ૧૨ ઘોડા અને ૧૮ બળદની કિંમત ૧૨૫૦ પાઉંડ હોય અને જો એક બળદની કિંમત ૨ પાઉંડ ૫ શિલીંગ હોય તો ઘોડાની કિંમત શું હશે તે શોધી કાઢો.

૧૨૧. એક માણસ રૂપીએ એક આનો આવકવેરો આપે છે અને બાકી રહે તેનો ત્રીજો ભાગ ખેરાત કરે છે. આમ કરતાં તેની પાસે રૂ. ૧૨૩૪ સીલક રહે છે, તો તેની કુલ આવક શું હશે તે શોધી કાઢો.

૧૨૨. ૩૭૮ નારંગી અને ૪૬૨ કેરી છોકરાઓની અમુક સંખ્યા વચ્ચે એવી રીતે વહેંચવાની છે કે દરેક છોકરાને નારંગી તથા કેરી સરખી સંખ્યામાં મળે. સૌથી વધારે કેટલા છોકરાને આ ફળ મળશે? અને દરેક છોકરાને સૌથી કેટલાં ઓછાં ફળ મળશે તે શોધી કાઢો.

૧૨૩. જો ૧૨ માણસ અથવા ૧૮ સ્ત્રીઓ અમુક કામ ૧૫ દિવસમાં કરે તો ૪ માણસ અને ૧૪ સ્ત્રીઓ તે કામ કેટલા દિવસમાં કરશે?

## સને ૧૯૨૯

૧૨૪. એક માણસ પોતાની આવકમાંથી દર દિવસે રૂ. ૨–૪–૬ ખરચે છે અને એક વર્ષમાં રૂ. ૧૦૦૬–૪–૦ બચાવે છે, ત્યારે તેની એક વર્ષની આવક કેટલી હશે?

૧૨૫. એક તિજોરીમાં એક હજાર રૂપીઆની એક એવી ૪૦૫ નોટ, એકસોની એક એવી ૧૩૪૮ નોટ, દશની એક એવી ૨૪૯ નોટ છે તથા રૂ. ૬૯૮ રોકડા છે. ત્યારે તે તિજોરીમાં કુલ રકમ કેટલી હશે એ ગણી કાઢો.

૧૨૬. સાકરની ભરેલી ૩૦ પેટીઓ છે; તે દરેક પેટીમાં ૬ મણ અને ૨૮ શેર સાકર છે. તે બધી સાકરને ૪૦૨ ડબ્બામાં ભરી દેવી છે; તો દરેક ડબ્બો કેટલા શેર સાકર સમાય તેવડો હોવો જોઈએ?

૧૨૭. પોતાના પગારમાંથી એક રૂપીએ છ પાઈ પ્રમાણે આવક કર આપી દીધા પછી એક માણસને દર મહિને રૂ. ૫૮૧–૪ મળે છે, ત્યારે તેનો માસિક પગાર કેટલો હશે?

૧૨૮. ૩૦ ગાય અથવા ૧૮ ભેંસને ૨૪ દહાડા ચાલે તેટલું ઘાસ, ૩૬ ભેંસ અને ૪૦ ગાયને કેટલા દિવસ ચાલે?

## સને ૧૯૩૦

૧૨૯. એક ધર્મશાળામાં ૩૪૦ માણુસો ઉતર્યા હતાં. તે ૩૪૦ માંનાં સ્ત્રી અને પુરૂષો મળી ૨૭૫ હતાં, અને પુરુષો અને બાળકો મળી ૨૩૫ હતાં. તો તેમાં પુરુષ, સ્ત્રી અને બાળકો દરેક જૂદાં જૂદાં કેટકેટલાં હશે તે ગણી બતાવો.

૧૩૦. એક માણુસ પાસે ૧૦૦ રૂપીઆ, ૧૦૦ અર્ધા રૂપીઆ, અને ૧૦૦ પાવલાં છે. તે બધાની તેને પાંચ પાંચ રુપીઆની નોટ લેવી હોય, તો તેવી, એટલે પાંચપાંચ રુપીઆની એક એવી, કેટલી નોટ આવશે?

૧૩૧. એક વેપારીએ એક રુપીઆની સાડીઆઠ પાયલીને ભાવે રૂ. ૮૫૦ નો દાણો ખરીદ્યો, અને તે એવા ભાવથી વેચ્યો કે તેને ૧૫૦ રૂપીયા નફો થયો. ત્યારે તેણે એક રૂપીયાની કેટલી પાયલીને ભાવે વેચ્યો હશે તે ગણી કાઢો.

૧૩૨. એક માણુસની વર્ષની ઉપજ રૂ. ૫૧૨ છે. તે પોતાની ત્રણ માસની ઉપજ ચાર મહિનામાં ખર્ચે છે. તો વર્ષ આખરે તે કેટલું બચાવી શકશે?

૧૩૩. ૧૨ માણુસ ૪૨ રૂપીઆમાં ૧૬૦ માઇલની રેલ્વે મુસાફરી કરી શકે છે. તો ૧૦૫ રૂપીયામાં ૨૦ માણુસ કેટલા માઇલ મુસાફરી કરી શકશે?

## સને ૧૯૩૧

૧૩૪. ક્રિકેટની રમતમાં પેસ્તનજી, રામજી તથા વલી મહમદે ત્રણે મળી ૧૩૭ રન કર્યા. પેસ્તનજી અને રામજીએ મળી ૧૧૧ રન કર્યા પણ રામજીએ વલી મહમદ કરતાં ૬૪ રન વધારે કર્યા. તો દરેક જણે કેટલા રન કર્યા હશે?

૧૩૫. એક ઘડીયાળને સવારે ૧૦ વાગતાં મેળવી સરખું કર્યું. બીજે દહાડે રાત્રે ૧૦ વાગે જોયું તો ૧૨ મિનીટ મોડું થઇ ગયું હતું, તો દરેક કલાકે કેટલું ધીમું ચાલ્યું હશે?

૧૩૬. એક માણસે ૨૪૦ સફરજન દરેક નંગના એક આનાના ભાવે, ૨૧૭ લીંબુ દરેક નંગની એક પાઇને ભાવે તથા ૨૦ દાડમ દરેક નંગના બે આનાના ભાવે લીધાં. તો જે દુકાનદારની પાસેથી આ માલ લીધો તેને કુલ કિંમત શી આપશે?

૧૩૭. એક કિલ્લામાં ૧૫૦૦ માણસ માટે ૪૮ દિવસ ચાલે તેટલો ખોરાક હતો. પણ બીજાં ૫૦૦ માણસ આવ્યાં, તો તે બધાંને તે ખોરાક કેટલા રોજ ચાલશે?

૧૩૮. એક માણસ એક રૂપીએ એક આનો પોતાની કમાણી ઉપર સરકારને કર ભરે છે. બાકી રહે છે તેનો ત્રીજો ભાગ ધર્માદામાં નાખે છે. છેવટે તેની પાસે જો રૂા. ૧૨૩૦ રહે તો તેની ખરી કમાણી કેટલી?

# ૩. સપ્લીમેંટરી-અંકગણિત.

## સને ૧૯૨૮

૧. એક માણસની પાસે ૫૦ પાઉંડ છે, તેમાંથી ૧૨ પાઉંડ ૬ શીલીંગ ૪ પેન્સ અને ૧૬ પાઉન્ડ ૩ શીલીંગ ૫ પેન્સનું ખર્ચ કર્યું તો તેની પાસે શું બાકી રહ્યું હશે?

૨. ૭૭ રૂા. ૪ આ. ૮ પાઇના ૩૫ સરખા ભાગ કરો.

૩. ૧૬ માણસ એક કામ ૯ દિવસમાં કરે તો ૧૨ માણસ તેજ કામ કેટલા દિવસમાં કરશે?

૪. એક મણ ઘીના ૨૮ રૂ. ૧૦ આ. ૬ પાઈ બેસે છે તો ૨૫ મણ ઘીની કિંમત કેટલી થશે?

૫. એક માણસ પાસે ૨૪ પાવલી, ૨૦ બેઆની ને ૭૫ પાઇઓ છે, તો બધું થઇને કેટલું નાણું હશે? (જવાબ રૂપીઆ આના પાઇમાં કાઢો.)

## સને ૧૯૨૯

૬. એક માણસ દર કલાકે ત્રણ માઇલ પ્રમાણે ચાલીને મુસાફરી કરે છે. તે ૨૪ કલાકે પોતાને ગામથી બીજે ગામ પહોંચ્યો. ત્યાંથી પાછા ફરતાં તે દર કલાકે ૪ માઇલ પ્રમાણે ચાલે તો તેને પોતાને ગામ આવતાં કેટલા કલાક લાગશે?

૭. એક કિલ્લામાં ૧૮૦૦ સિપાઇને ૪ માસ ચાલે તેટલો ખોરાક છે. જો તે ખોરાક ૫ મહિના ચલાવવો હોય તો કિલ્લામાંથી કેટલા સિપાઇને રજા આપવી જોઇએ?

૮. એક માણસે ૪૦ ઘોડા અને ૮૦ ગાયો મળી રૂ. ૨૦૦૦૦ માં ખરીદ કર્યાં. જો એક ઘોડાની કિંમત ૮ ગાયોના જેટલી હોય તો ૪૦ ઘોડાની કેટલી કિંમત થાય?

૯. એક સાહેબે હીરાની ૧ વીંટી ૪૫ પાઉન્ડ ૪ શીલીંગ ૬ પેન્સમાં વેચી નાખી. જો તેની કિંમત રૂપીઆ આના પાઇમાં આપવી હોય તો તેને શું આપવું પડે?

૧૦. ૨૦ માણસો એક કામ ૩૦ દિવસમાં કરે છે, તો તેનાથી ત્રણ ગણું કામ ૬ દિવસમાં કરાવવું હોય તો કેટલાં માણસ કામે લગાડવાં જોઈએ?

## સને ૧૯૩૦

૧૧. દર રૂપીએ રૂ. ૦॥= પ્રમાણે આપતાં રૂ. ૧૫૮૩॥ ના માગનારાઓને શું આપવું પડે?

૧૨. જો ૧૫ માણસો એક ખેતર ૩૦ દિવસમાં ખેડે છે, તો ૩૬ છોકરા તે ખેતર કેટલા વખતમાં ખેડશે? (બે છોકરા એક માણસ બરાબર કામ કરે છે).

૧૩. એક માણસે ૧ પાઉન્ડની ૪૦૦ નારંગી લીધી, અને તે તેણે ૧ શીલીંગની ૧૨ ના ભાવે વેચી નાખી તો તેને શો નફો થયો હશે ?

૧૪. દરરોજ ૫ કલાક પ્રમાણે કામ કરતાં ૨૫ માણસો ૧ કામ ૧૫ દિવસમાં કરી રહે છે. જો રોજ ૩ કલાક પ્રમાણે કામ કરે તો ૧૫ માણસો તે કામ કેટલા દિવસમાં કરી શકશે ?

૧૫. પાંચ રૂપીઆની નોટમાંથી એક એક આનાવાળી ૩૬ પોસ્ટની ટીકીટ લઇએ તો બાકી પૈસા પૈસાવાળી ટીકીટ કેટલી આવે ?

## સને ૧૯૩૧

૧૬. એક ટાંકીમાં ૮ માણસને ૬ દિવસ ચાલે એટલું પાણી છે, તો તે ટાંકીમાંનું પાણી ૧૮ માણસને કેટલા દિવસ ચાલશે ?

૧૭. ૫૪ પાનાંની ૨૦૦૦ ચોપડીમાં ૭૨ રીમ કાગળ જાય તો ૭૬ પાનાંની ૫૦૦૦ ચોપડીમાં કેટલાં રીમ કાગળ જશે ?

૧૮. ત્રણ માણસ પાસે કુલ્લે ૫૧૩ રૂપિયા છે. પહેલા અને બીજા પાસે ૩૩૮ રૂપિયા છે અને બીજા અને ત્રીજા પાસે ૪૪૭ રૂપિયા છે, તો દરેકની પાસે કેટલા કેટલા રૂપીઆ છે ?

૧૯. ૧૦૦ વાર કોરમાંથી ૧૫ ઈંચ લાંબા કેટલા કટકા થશે ?

૨૦. એક માણસ પાસે રૂ. ૧૭૦૦ છે, તેમાંથી રૂ. ૩૦૦ પોતાની પાસે રાખી બાકીના ૨૮ જણ વચ્ચે સરખે ભાગે વહેંચે છે તો દરેકને શું મળશે ?

૨૧. એક ગાંધીએ ૧૨ આને રતલ લેખે ૩૦ રતલ; રૂ. ૧ રતલ લેખે ૫૦ રતલ ચા ખરીદી મિશ્રણ કર્યું, તો તેને તે ચા કેમ પરવડી ?

# ૪. અંકગણિતના જવાબો (સપ્લીમેંટરી સહિત)

(૧) ૩ ટન ૨૭ પૌંડ ૧૩ ઔંસ (૨) ૧૫ દિવસ પહોંચશે. (૩) ૨૪ માણસો રહે. (૪) ૭૧૩૪૩ રૂપીઆ ૨ આના ચોકખી આવક. (૫) ૧૭ યાર્ડ ૧ ફૂટ ૫ ઇંચ. (૬) ૪૦ દિવસમાં પૂરૂં થશે. (૭) ૬૬ દિવસ ચાલશે. (૮) ૭૨૦ પૌંડ કુલ આવક. (૯) ૨૮ દિવસ ચાલશે. (૧૦) ૧૨$\frac{૪}{૫}$ દિવસમાં ચણી રહે. (૧૧) ૨ ક્વાર્ટર ૨૦ પાઉન્ડ ૧૩$\frac{૪}{૧૧}$ ઔંસ. (૧૨) ૨ માઇલ ૬ ફર્લાંગ ૨૨ વાર ૧ ફૂટ ૨ ઇંચ. (૧૩) ૨૬ા મણ બોજો ઉંચકી શકશે. (૧૪) ૮ દિવસમાં કરશે. (૧૫) ૩૪૩ મણ ચણા જોઇએ. (૧૬) ૨૫૦ દિવસ ૯ કલાક ૫૨ મિનિટ. (૧૭) ૧ પૌંડ ૭ શિલિગ ૯ પેન્સ ૨$\frac{૫}{૧૧}$ ફાર્થિંગ. (૧૮) ૫૭૯૭૦૦ ફેરી મળી હશે. (૧૯) ૧૦૦૦ ગિનિ. (૨૦) ૩ ક્વાર્ટર ૨૪ પાઉન્ડ ૯ ઔંસ. (૨૧) ૬ દિવસ જોઇએ. (૨૨) ૩૦ દિવસ જોઇએ. (૨૩) ૬૯૦ રૂપીઆ દરેક જણને આવશે. (૨૪) **क.** ૧૮૦૪૩૨૦૦૬ **ख.** નેવું કરોડ સિત્તેર લાખ છસો નવ. (૨૫) ચોથા ગામની મહેસુલ ૩૮૧ રૂપીઆ. (૨૬) ૩૬૦૦ સિક્કા આવશે. (૨૭) ૧૨૮૦૦ માણસ બહાર મોકલી દેવાં જોઇએ. (૨૮) એક કલાકમાં ૨૦૦ માઇલ ૧૦૦ વાર જશે. (૨૯) ૪ માઇલ ચાલે. (૩૦) ૪૨૨ રૂપીઆ ૧૦ આના ૮ પાઇ. (૩૧) ૮૦ ડબા જોઇએ. (૩૨) ૩ા દિવસ ચાલશે. (૩૩) ૯ કલાક લખવું જોઇએ. (૩૪) **क.** ૧૦૦૦ દશક. **ख.** ૧૫૨૮૨૫. (૩૫) ૧૬૦૦ બાટલી ભરાશે. (૩૬) ભાજ્યમાં એકમના ઠેકાણે ૫ ને બદલે ૮ કરવા. (૩૭) ૧૦ આના ૧ પાઇ ખર્ચ થશે. (૩૮) ૪૯ છોકરાની સંખ્યા. (૩૯) **क.** ચોથા વર્ગમાં ૬૦, ત્રીજા વર્ગમાં ૪૦, બીજા વર્ગમાં ૧૦, પહેલા વર્ગમાં ૫, બાળવર્ગમાં ૩૦. **ख.** આખી નિશાળમાં ૧૪૫ છોકરાં. (૪૦) ૧૦

હજારમાં ૨૯૬ ઉમેરવા જોઇએ. (૪૧) ૩૫૮ રૂપીઆ ૪ આના ૦ શૂન્ય પાઇ વધારે આપેલી. (૪૨) ૫ દિવસ વધારે લાગશે. (૪૩) ૨૬૪૦૦ રૂપીઆ ખર્ચ થશે. (૪૪) બીજો સવાર દર કલાકે ૨૪ માઇલ પ્રમાણે ચાલ્યો હશે. (૪૫) ૧ ગાયની ૩૦ રૂપીઆ કિંમત બેઠી હશે. (૪૫) ૧ ગાયની ૩૦ રૂપીઆ કિંમત બેઠી હશે. (૪૬) क. ૮૦૭૧૫૦૦૯ ख, બે લાખ બાવન હજાર ત્રણ, આઠ લાખ ત્રણ હજાર સોળ, (૪૭) ૧૫ શેર પાણી મેળવવું. (૪૮) ૧૮ વાર મેળવવાથી થાય. (૪૯) દર મહિને ૧૨૦ રૂપિઆ ૧૩ આના ૪ પાઈ ખર્ચ થાય. (૫૦) ૨૬ રૂપીઆ કિંમત પડે. (૫૧) ૬૨ રૂપીઆ આઠ આના કિમત પડે (૫૨) ૧૩૮ રૂપીઆ વર્ષ આખરે બચત રહે (૫૩) એક સેંકડમાં ૫૧ ફૂટ ૪ ઈંચ ચાલે. (૫૪) ૪૫ માણસો કામે લગાડવાં. (૫૫) ૧૬ દિવસ ચાલે. (૫૬) ૨૯૨૫ રૂપીઆ મજુરી રઇ. (૫૭) ૬ દિવસ લાગશે. (૫૮) ૪ વાર પહોળાઇ હશે. (૫૯) ૪૯ માઇલ ગાડી ચાલી. (૬૦) ૧૦૭ તોલા, ૧ ગદિ૦ ૧૫ વાલ ત્રીજા દાગીનાનું વજન. (૬૧) ૭૨૦ પૌંડ વાર્ષિક પેદાશ થઇ. (૬૨) ૧૬૫$\frac{૩}{૮}$ દિવસ ચાલે. (૬૩) ૧. સાઠલાખ પાંચહજાર આઠસો સાત. ૨. બે લાખ નવ હજાર સાત. ૩. વીશ હજાર નવસો પાંચ. (૬૪) ૩૦૨૯૦૦ વાર ઝોલા ખાય. (૬૫) એક ઘેટાંના ૯$\frac{૩}{૫}$ રૂપીઆ. (૬૬) ૧૮ દિવસમાં કામ કરી શકશે. (૬૭) ૧૧ દિવસ લાગશે. (૬૮) ૬૨૩૩૯ ભાજ્ય હશે. (૬૯) ૧૫ માણસો વધારે કામે લગાડવાં. (૭૦) ૧૦૧ ટીકીટો આવશે. (૭૧) એક સેકંડમાં ૪૪ ફીટ ચાલતી હશે. (૭૨) ૧૩૪ દિવસ નોકરી માટે હાજર રહ્યો હશે. (૭૩) મગને ૧૪૫ રન, છગને ૧૦૯ રન અને જગને ૩૩ રન કર્યા હશે. (૭૪) ૪ કલાક ૫૧$\frac{૯}{૨૯}$ મિનિટ લાગશે. (૭૫) ૪ રૂપીઆ સાત આનાએ એક ઘોડો વેચવો. (૭૬) ૩૬૦૬૪ રમકડાં આવી શકે. (૭૭) ૯૫૦૪ રૂપીઆ

બચાવશે. (૭૮) ૧૨ મણ ૬ પાયલી ૩ શેર ઘઉં બાકી રહેશે. (૭૯) ૪૧ રૂપીઆ ૬ આના ૮ પાઇ બાકી રહ્યા. (૮૦) દરેક ભાગીદારને ૮૨ રૂપીઆ ૮ આના ૪ પાઈ આવશે. (૮૧) ૧૭૬ વાર તરશે. (૮૨) ૭૫ દિવસ ચાલશે. (૮૩) ૧૭૦ પુરૂષ, ૧૦૫ સ્ત્રીઓ અને ૬૫ છોકરાં હશે. (૮૪) ૬૪ વખત દોડવું પડશે. (૮૫) ૧૬ દિવસમાં ખાશે. (૮૬) ૪૮ રૂપીઆ ૬ આના કાપી લેવા. (૮૭) ૧ વારના ૧૧ આના ૩ પાઇ ભાવ હશે. (૮૮) ૪ કલાક ૪૮ મિનિટ આવશે. (૮૯) ૧૦૦ દિવસ જોઇએ. (૯૦) દરેક પુરૂષને ૧ રૂપીઓ ૮ આના ૪ પાઈ આવશે. (૯૧) ૧૩૪૨ શેર ખાંડ મળશે. (૯૨) (૧.) ૭૦ પેટીઓ લીધી હશે. (૨.) દરેક પેટીની કિંમત ૬ રૂપીઆ આપવી પડી હશે. (૯૩) ૧૫૬૦ લઘુતમ સાધારણ ભાજ્ય, ૧૩ દઢભાજક. (૯૪) ૫૨ રૂપીઆ ૮ આના ૦ શૂન્ય પાઇ વર્ષ આખરે શીલક રહેશે. (૯૫) ૧૧૦૦૦૦ પાઉન્ડ રેશમ જોઇએ. (૯૬) ૨૧ દિવસ ચાલશે. (૯૭) ૧૬$\frac{1}{2}$$\frac{1}{4}$ દિવસ ચાલશે. (૯૮) ૪૯૫૦૦૦૦ ઓછા લખ્યા. (૯૯) ૪ શેર ૩૦ રૂપીઆભાર દરેક કોથળાનું વજન. (૧૦૦) ૮૬૭૧૫ રૂપીઆ જોઇએ. (૧૦૧) ૨૪૬૫ મણ ૮ શેર સૂતર તૈયાર થાય. (૧૦૨) ૮ દિવસમાં પૂરૂં કરી શકશે. (૧૦૩) ૧૬ કલાકે મુંબાઇથી પૂના પહોંચશે. (૧૦૪) ૧૧૨૪૧૭ ભાજ્ય થયો. (૧૦૫) ૨૧ દિવસમાં પૂરૂં કરશે. (૧૦૬) ૫૦૦૦૦ રૂપીઆ વધારે રોકાયા. (૧૦૭) ૨૦૨ રૂપીઆ ૮ આના નફો થશે. (૧૦૮) ૭૭૦ ડબા ભરાશે. (૧૦૯) ૪૯૦૬૩ પૌંડ ૧૪ શિલિંગ ખર્ચ થશે. (૧૧૦) ૧૦ કલાક કામ કરવું જોઇએ. (૧૧૧) ૧૧૮ માણસને વહેંચી શકાશે. (૧૧૨) ૧૪૬૮ કેરીઓ ખરીદ કરી હશે. (૧૧૩) ૭૫ રૂપીઆ કમાશે. (૧૧૪) ૧૪ વડે ભાગવા. (૧૧૫) બે દિવસમાં કરશે. (૧૧૬) ૩૬૦ મિનિટ અથવા ૬ કલાકે બીજી વાર ભેગા થશે. (૧૧૭) ૩૩૬$\frac{1}{4}$ શેર કારી ખરીદ

કરી શકાશે. (૧૧૮) એક રૂપીઆની ૩ [illegible] પાયલી વેચવું. (૧૧૯) અને ૭૧૫ રૂપીઆ ૧૦ આના ૦ પાઇ નુકસાન થયું. (૧૨૦) ૧૨૦૯ પૌંડ ૧૦ શિલિંગ ઘોડાની કિંમત. (૧૨૧) ૧૯૭૪ રૂપીઆ ૬ આના ૪ ૪/૫ પાઈ કુલ આવક થઇ. (૧૨૨) (૧.) ૪૨ છોકરા (૨.) ૨૦ ફળ. (૧૨૩) ૧૩ ૧/૨ દિવસમાં કરશે. (૧૨૪) ૧૮૨૭ રૂપીઆ ૮ આના ૦ શૂન્ય પાઇ એક વર્ષની આવક હશે. (૧૨૫) ૫૪૨૯૮૮ કુલ રકમ હશે. (૧૨૬) દરેક ડબ્બે ૨૦ શેર સાકર માય તેવડો હશે. (૧૨૭) ૬૦૦ રૂપીઆ માસિક પગાર મળતો હશે. (૧૨૮) ૭ ૧/૫ દિવસ ચાલશે. (૧૨૯) ૧૭૦ પુરુષ, ૧૦૫ સ્ત્રીઓ અને ૬૫ છોકરાં. (૧૩૦) ૩૫ નોટો આવે. (૧૩૧) ૭ ૯/૪૦ પાયલીના ભાવથી વેચેલો હશે. (૧૩૨) ૧૨૮ રૂપીઆ વર્ષ આખરે બચાવી શકશે. (૧૩૩) ૨૪૦ માઇલ મુસાફરી કરી શકશે. (૧૩૪) પેસ્તનજીના ૨૧ રન, રામજીના ૯૦ રન, વલીમહમદના ૨૬ રન. (૧૩૫) દર કલાકે ૨૦ સેંકડ ધીમું ચાલ્યું હશે. (૧૩૬) ૧૮ રૂપીઆ ૧૦ આના ૧ પાઈ કિંમત આપી હશે. (૧૩૭) ૩૬ દિવસ ચાલશે. (૧૩૮) ૧૯૬૮ રૂપીઆ કુલ આવક થઈ.

## સપ્લીમેંટરીના જવાબ.

(૧) ૨૧ પૌંડ ૧૦ શિલીંગ ૩ પેન્સ બાકી રહ્યા. (૨) ૨ રૂપીઆ ૩ આના ૪ પાઇ આવે. (૩) ૧૨ દિવસમાં કરશે. (૪) ૭૧૬ રૂપીઆ ૬ આના ૬ પાઇ ઘીની કિંમત થઇ. (૫) ૮ રૂપીઆ ૧૪ આના ૩ પાઈ કિંમતનું નાણું હશે. (૬) ૧૮ કલાક લાગશે. (૭) ૩૬૦ સિપાઇને રજા આપવી જોઇએ. (૮) ૪૦ ઘોડાની કિંમત ૧૬૦૦૦ રૂપીઆ. (૯) ૬૭૮ રૂપીઆ ૬ આના આપવા પડે. (૧૦) ૩૦ માણસો કામે લગાડવાં જોઇએ. (૧૧) ૮૯૦ રૂપીઆ ૧૧ આના ૬ પાઇ આપવા પડે. (૧૨) ૨૫ દિવસ લાગશે. (૧૩) ૧૩ શિલીંગ

૪ પેન્સ નફો થયો. (૧૪) ૪૧૩/૪ દિવસમાં કરી શકશે. (૧૫) એક પૈસાવાળી ૧૭૬ ટીકીટ આવશે. (૧૬) ૨૩/૪ દિવસ ચાલશે. (૧૭) ૨૫૩૩/૪ રીમ કાગળ જશે. (૧૮) પહેલાની પાસે ૬૬ રૂપીઆ, બીજાની પાસે ૨૭૨ રૂપીઆ, અને ત્રીજાની પાસે ૧૭૫ રૂપીઆ હશે. (૧૯) ૨૪૦ કટકા થશે. (૨૦) ૫૦ રૂપીઆ દરેકને મળશે. (૨૧) એક રતલના ૧૪ આના ૬ પાઇ થઇ.

---

# ૫—મુખગણિત.

## સને ૧૯૦૭

૧. ૩ પૈસાનાં ૨ કેળાં તો ૪ા। આનાનાં કેટલાં કેળાં આવે ?

૨. ૩૭ા। રૂપીઆ મહિને પગાર મળતો હોય તો ૪ દિવસમાં શું મળશે ?

૩. ૮ શેર સાકરની કિંમત ૧ શીલીંગ પડે તો ૨ા રૂપીઆમાં કેટલી સાકર આવે ?

૪. ૩૨૪ ઈંચ કાપડ છે તે વાર વડે માપીએ તો કેટલા વાર થશે ?

## સને ૧૯૦૮

૫. ૩ આનાની ૬ પેન્સીલ મળે તો ૨૧ પેન્સીલની શી કિંમત પડશે ?

૬. ૧ શેરનું ૧ ફદીઉં આપવું પડે તો ૦ા। મણ લેવું હોય તો શી કિંમત પડે ?

૭. દર મહિને ૭૫ રૂપીઆનો પગાર મળતો હોય તો ૧૧ દિવસમાં શું મળશે ?

૮. ૫ ટોપીના ૩ રૂ. પડે તો ૨૪ રૂપીઆમાં કેટલી ટોપી આવે ?

## સને ૧૯૦૯

૯. ૪ વાટકીની કિંમત રૂા. ૦।≈ પડે તો ૩ રૂપીઆની કેટલી વાટકી આવે ?

૧૦. ૬ રૂપીઆમાં ૧૦ શેર ઘી મળે તો ૨૫ શેર ઘીનું શું આપવું પડે ?

૧૧, દર મહિને ૨૨॥ રૂપીઆ પગાર મળતો હોય તો ૬ દિવસમાં શું મળે ?

૧૨. આઠ રૂપીએ ફરો તો ૨॥ પાલીનું શું ?

## સને ૧૯૧૦

૧૩. દરેક ટોપીના ০॥। રૂા. પ્રમાણે મેં ૧૮ ટોપી વેચાતી લીધી ને ટોપીવાળાને ૧ ગીની આપી તો તે મને શું પાછું આપશે ?

૧૪. એક માણસે દરરોજ ૧। શેર પ્રમાણે ૧૬ દિવસ સુધી દૂધ લીધું. જો દૂધનો ભાવ એક શેરના ૦)≈॥ આના હોય તો બધા દૂધની કિંમત કેટલી થઇ ?

૧૫. ૧ પાલી ઘઉંની કિંમત રૂા. ০।≈ પડે તો ૧॥ ફરા ઘઉંનું શું આપવું પડે ?

૧૬. ૧ ગજ સાટીનની કિંમત રૂા. ૪॥ પડે છે તો ૩ તસુ સાટીનનું શું પડે ?

## સને ૧૯૧૧

૧૭. એક તોલા સોનાની કિંમત રૂા. ૨૦ પડે છે તો ૭ વાલની કિંમત કેટલી ? ( મુંબઇ તોલ )

૧૮. એક મહિનાનો પગાર ૪૫ રૂા. હોય તો ૬ દિવસનું શું આપવું પડે ?

૧૯. મેં એક વેપારી પાસેથી ૪ રૂ. ની એક મણના ભાવે ૧૫ શેર સાકર લીધી અને ૧૮ રૂા. ના એક મણના ભાવે ૧૦ શેર ઘી લીધું, અને તેને રૂા. ૧૦ ની એક નોટ આપી તો તે મને કેટલા રૂપીઆ પાછા આપશે ?

૨૦. ૧ વાર કાપડના ૩ આના ૪ પાઇ પડે છે તો ૨૪ વાર કાપડના એક તાકાની શી કિંમત પડશે ?

## સને ૧૯૧૨

૨૧. ૯૫ ને ૫ તથા ૯ એ બે સંખ્યા વડે અનુક્રમે ગુણવાથી આવનાર ગુણાકારોમાં કેટલું અંતર છે ?

૨૨. ૧૫ સફરજંદની કિંમત રૂા. ૦॥ પડે તો ૨। રૂપીઆમાં કેટલાં સફરજંદ આવે ?

૨૩. ઘીનો ભાવ ૩૭॥ રૂપીએ મણ હોય તો ૨। શેર ઘીનું શું આપવું પડે ?

૨૪. સોનાનો ભાવ ૨૬। રૂા. તોલો હોય તો ૨॥ વાલનું શું પડે ? ( મુંબઇ તોલ )

## સને ૧૯૧૩

૨૫. ૪ અડવાડીયાં ને ૨ દિવસની મજુરી ૨૨॥ રૂપીઆ આપવી પડે છે તો ૬ દિવસની કેટલી આપવી પડે ?

૨૬. ૧ ફરા ઘઉંની કિંમત ૫॥ રૂપીઆ પડે છે તો ૩ પાલી ઘઉંનું શું પડશે ?

૨૭. ૩ ટોપીના ૪॥ રૂા. પડે છે તો ૨૭ રૂપીઆમાં કેટલી ટોપી આવશે ?

૨૮. ૧ મણ બરફીના ૭॥ રૂા. પડે છે તો ૬ આનામાં કેટલી બરફી આવશે ?

# સને ૧૯૧૪

૨૯. દર મહિને રૂા. ૪૫ નો પગાર મળતો હોય તો ૬ દિવસનો પગાર કેટલો મળશે ?

૩૦. ૫ આનાનું ૧ા વાર કાપડ મળે છે તો ૮ આનાનું કેટલા વાર કાપડ મળશે ?

૩૧. ૧ મણ ઘીના ૩૭ા રૂા. પડે છે તો ૧ા શેર ઘીનું શું પડશે ?

૩૨. દરેક છોકરાને એક પાવલી ઇનામ આપીએ તો એક નિશાળમાં ૩૨ છોકરા છે તેમને આપવા માટે કેટલો ખર્ચ થશે ?

# સને ૧૯૧૫

( આ સાલના પ્રશ્નો છપાયા નહોતા )

# સને ૧૯૧૬

૩૩. દરરોજ ૧ાા રૂપીઆ પગાર મળતો હોય તેવા એક માણસને સને ૧૯૧૬ ની સાલના જાનેવારી અને ફેબ્રુવારી એ બે મહિનામાં થઇને કેટલો પગાર મળ્યો હશે ?

૩૪. એક છોકરાને રોજ એક પૈસો તેનો બાપ ખાવાનું લેવા માટે આપે છે, તેમાંથી તે ફક્ત રોજ ૧ પાઇ ખર્ચ કરે છે, તો તેની પાસે ૧ રૂા. શીલીક થવા માટે કેટલા દિવસ લાગશે ?

૩૫. એક સ્ટોન વજન માલની એક પેટી ભરવાની છે તો ૧ાા ટન માલમાંથી એવી કેટલી પેટીઓ ભરાશે ?

૩૬. એક માણસ દર મહિને સવાસો રૂપીઆ કમાય છે, અને તે એ વર્ષમાં ૧૦૦૦ બચાવે છે તો તે દર વર્ષે કેટલું ખર્ચ કરતો હશે ?

## સને ૧૯૧૭

૩૭. એક માણસનો વાર્ષિક ખર્ચ રૂ. ૧,૬૦૦ છે, અને અઢી વર્ષમાં રૂ. ૫૦૦ બચાવે છે, તો તેની માસિક આવક કેટલી?

૩૮. રૂ. ૨ા ડજનના ભાવની ૯૦ કેરીની કીંમત શી પડશે?

૩૯. દરરોજ ૩ શેર પ્રમાણે આખા એપ્રીલ મહિનામાં દુધ લીધું તો રૂ. ૧ ના ૭ા શેરના ભાવે શો ખર્ચ થયો?

૪૦. એક માણસ મુંબઈથી સવારે નવ વાગે નીકળી સાંજે પાંચ વાગે કલ્યાણ પહોંચ્યો. મુંબઈથી કલ્યાણ ૩૨ માઇલ દૂર છે, તો કલાકના કેટલા માઇલ પ્રમાણે તે ચાલ્યો?

## સને ૧૯૧૮

૪૧. એક માણસે રૂ. ૦ાાા પ્રમાણે ૦ાા રતલ ચા લીધી અને ૯ પૈસે એક શેર લેખે ૫ શેર સાકર લીધી, તો તેને એકંદરે કેટલું ખર્ચ થયું હશે?

૪૨. દરરોજ ૦ાાા શેર પ્રમાણે જુલાઇ માસમાં શરૂઆતથી તે છેલ્લી તારીખ સુધી દૂધ લીધું તો ૧૦ રૂ. એક મણના ભાવે તે દૂધના કેટલા રૂપીઆ આપવા પડશે?

૪૩. એક મજુર દરરોજ રૂ. ૦ાા- મેળવે છે અને રોજના રૂ. ૦ા= ખર્ચ કરે છે, તો તેની પાસે રૂ. ૭ા શીલીક કેટલા દિવસમાં થશે?

## સને ૧૯૧૯

૪૪. એક માણસ પોતાના ગામથી બીજે ગામ ગયો. ને એકંદરે ૭ કલાક બહાર રહ્યો. બીજા ગામમાં ૧ કલાક આરામ લીધો, અને જતી તથા આવતી વખતે દર કલાકે ૨ા મૈલ પ્રમાણે ચાલ્યો હતો. તો તે બંને ગામ વચ્ચે અંતર કેટલું હશે?

૪૫. એક માણસની દર મહિનાની આવક ૨૮ાા રૂપીઆ છે અને ખર્ચ ૨૭ા રૂ. છે, તો ૧૧ વર્ષમાં તેની પાસે કેટલી શીલીક થશે?

૪૬. મેં એક રૂપીએ ડઝનના ભાવે કેરી ખરીદ કરી, તેમાંથી કેટલીક બે આનાની એક પ્રમાણે મારા પાડોશીને વેચીને મેં ખર્ચેલા પૈસા વસુલ કર્યા, તો પછી મને નફામાં કેટલી કેરી બચી હશે ?

૪૭. એક વિદ્યાર્થી ૬ કલાક અભ્યાસ કરવામાં, ૦॥। કલાક કસરતમાં, ૧। કલાક ફરવા જવામાં, ૨ કલાક ઘરકામમાં, ૨ કલાક પોતાનાં નાનાં ભાઈ બેનને ભણાવવામાં, ૧ કલાક હુન્નર ઉદ્યોગ શીખવામાં અને ૩ કલાક ખાવામાં ગાળે છે, તથા બાકીનો વખત ઉંઘમાં ગાળે છે, તો તે કેટલા કલાક ઉંઘતો હશે ?

## સને ૧૯૨૦

૪૮. રૂ. ૬ આ. ૧૨ નાં એક ડઝન દાડમ મળતાં હોય તો ૨ ડઝન ૫ નંગનું શું પડશે ?

૪૯. એક છોકરાને ખીસાખરચ માટે દર મહિને ત્રણ રૂપીઆ મળે છે. જો તે તેમાંથી ૧ રૂ. ૧૨ આના જ ખરચ કરે તો તેની પાસે ૩૧ રૂ. ૪ આના ભેગા થતાં કેટલો વખત લાગશે ?

૫૦. સોનાનો ભાવ ૩૦॥ રૂ. તોલો છે. ૫ તોલા ૭॥ વાલ (મુંબઈના વજન પ્રમાણે)ની એક કંઠી જો કરાવીએ તો તેની કિમ્મત કેટલી પડશે ?

૫૧. ૨ આ. ૯ પૈનું એક શેર શાક મળે છે. એક કુટુંબમાં હંમેશાં સાડા ત્રણ શેર શાક જોઈતું હોય, તો તેનો દોઢ મહિનાનો શાકનો ખરચ કેટલો થશે ?

૫૨. હું પચાસ રૂપીઆની એક નોટ લઈ બજારમાં ગયો. તેમાંથી ૫ રૂ. ૬ આનાનું કાપડ ખરીદ્યું, ૧૭ રૂ. ૧૨ આનાની એક સાડી ખરીદી, અને ૨ રૂ. ૧૦ આનાની મિઠાઈ ખરીદી, તો પછી મારી પાસે બાકી શું રહ્યું હશે ?

## સને ૧૯૨૧

૫૩. એક છોકરાને એક બેઆની આપીએ તો ૩૬૦ છોકરાઓને તે પ્રમાણે આપતાં કેટલું ખર્ચ થશે ?

૫૪. એક મણ ઘીના રૂ. ૪ાા૭ા પડે, તો ૨ મણ ૧ાા શેરનું શું પડશે ?

૫૫. મેં રૂ. ૦ાાાાા નો એક રતલ એ ભાવે અર્ધો રતલ ચા લીધો, તથા ૦)ાાા આનાની એક શેર એ ભાવે ૭ શેર સાકર લીધી. તેની કિમ્મત આપવા માટે વેપારીને પાંચ રૂપીઆની એક નોટ આપી, તો તે વેપારીએ મને પાછું શું આપવું જોઈએ ?

૫૬. સવા આનાનું એક નંગ મળે, તો ૨ ડઝન અને ૧૦ નંગનું શું પડે ?

૫૭. એક માણસનું વાર્ષિક ખર્ચ રૂ. ૨૫૦૦નું છે, અને દોઢ વર્ષમાં તે રૂ. ૩૦૦ બચાવે છે, તો તેની માસિક આવક કેટલી હશે ?

## સને ૧૯૨૨

૫૮. એક ગૃહસ્થે ૧ાા રૂા. વાર પ્રમાણે ૧ાાા વાર કાપડ વેચાતું લીધું અને તેની કિંમત આપવા માટે ૫ રૂા. ની નોટ વેપારીને આપી, તો વેપારી તેને કેટલા રૂપીઆ પાછા આપશે ?

૫૯. ૬ રૂપીઆની ૧ મણ સાકર મળે છે તો ૧૨ાા શેર સાકરની શી કિંમત આપવી પડે ?

૬૦. દૂધનો ભાવ એક શેરના રૂા. ૦ા~ છે તો જો દરરોજ ૧ાા શેર પ્રમાણે ૧ાા મહિના સુધી દૂધ લઈએ તો કેટલા રૂપીઆ ખર્ચ થશે ? ( ૧ મહીનાના દિવસ ૩૦ )

૬૧. એક માણસને દર મહિને રૂા. ૭૫ પગાર મળે છે તે નવેમ્બર મહિનામાં ૧૧ દિવસ કામ ઉપર ગયો નહિ, તો બાકીના દિવસોનો તેને કેટલા પગાર મળશે ?

૬૨. એક નિશાળમાં દર મહિને ૨ આના ફી આપનારા ૧૨૦, ૪ આના ફી આપનારા ૭૦, આઠ આના ફી આપનારા ૨૫ અને એક રૂપીઓ ફી આપનારા ૧૫ વિદ્યાર્થી છે, તો તે નિશાળની ૧ મહિનામાં કેટલી ફી ઉપજતી હશે ?

## સને ૧૯૨૩

૬૩. એક તોલાના ૨૭ રૂ. ૮ આ. પડે તો ૮ વાલનું શું પડશે ? ( મુંબઈનું વજન ગણવું. )

૬૪. એક વાર કાપડના રૂ. ૧ આ. ૨ પડે તો ૬॥ વારનું શું ?

૬૫. દરેક ભિખારીને એક એક પાઈ આપીએ તો રૂ. ૪ આ. ૬ માંથી કેટલા ભિખારીને આપી શકશો ?

૬૬. એક મજુર દરરોજ રૂ. ૨ આ. ૧૦ કમાય છે, અને તેની સ્ત્રી દરરોજ રૂ. ૧ આ. ૬ કમાય છે. જો તે બંને મળી દરરોજ રૂ. ૩ આ. ૧૦ ખરચે, તો એક મહિનામાં કેટલું બચાવી શકે ?

૬૭. ૧૯ ને ૬ એ બે રકમનો સરવાળો અને ગુણાકાર કર્યાથી જે બે રકમ આવે તે બેનો સરવાળો કરીએ તો જવાબ શો આવે ?

## સને ૧૯૨૪

૬૮. સાડાચાર તોલાના વજનવાળી એક જોડ બંગડીની કિમ્મત રૂ. ૧૨૫ થાય છે. સોનું રૂ. ૨૫નું એક તોલો હોય તો તે બંગડીઓ ઘડવાની મજુરી કેટલી થઈ ?

૬૯. લાયબ્રેરી માટેના એક ફંડમાં ૪૦ છોકરાના એક વર્ગમાંથી આઠ વિદ્યાર્થી દરેક રૂપીઓ રૂપીઓ ભરે છે, પચીસ વિદ્યાર્થી દરેક આઠ આઠ આના ભરે છે, અને બાકીના દરેક ચચ્ચાર આના ભરે છે, તો તે વર્ગમાંથી કુલ રકમ કેટલી ભરાઈ હશે ?

૭૦. એક ડબ્બા ઘાસલેટ તેલની કિમ્મત રૂ. ૩–૧–૬ પાઇ પડે છે. એક ડબ્બામાં ૨૨ બાટલી તેલ માય છે, તો એક બાટલીનો ભાવ શો પડ્યો ?

૭૧. એક વાર કાપડની કિમ્મત રૂ. ૧–૧૨ આના હોય તો રૂ. ૯–૧૦ આનાનું કેટલું કાપડ આવ ?

૭૨. એક મહિનાના ૪૫ રૂપીઆ લેખે નવેમ્બર માસમાં કામ કરવા માટે એક જણને રૂ. ૩૧–૮ આના મળ્યા તો તે કેટલા દહાડા કામ પરથી ગેરહાજર રહ્યો હશે ?

## સને ૧૯૨૫

૭૩. દૂધનો ભાવ એક શેરના પાંચ આના હતો તે વધીને સાડા પાંચ આના થયો, તેથી નવેમ્બર માસમાં એક ગૃહસ્થને દૂધવાળાને ચાર રૂપીઆ અને અગિઆર આના વધારે આપવા પડ્યા, ત્યારે તે ગૃહસ્થ દરરોજ કેટલા શેર દૂધ લેતા હશે ?

૭૪. એક માણસે ૧૨॥ આનાનું એક વાર એ ભાવનું ૩ વાર કાપડ ખરીદ કર્યું, અને ૮ આનાનું એક વાર એ ભાવનું ૪॥ વાર કાપડ ખરીદ કર્યું, તો તેણે એકંદર કેટલા રૂપીઆનું કાપડ ખરીદ કર્યું ?

૭૫. બે છોકરા અરધા માઇલની શરત દોડે છે. તેમાં એક કલાકના પાંચ માઇલની ઝડપથી દોડે છે, અને બીજો કલાકના ચાર માઇલની ઝડપથી દોડે છે, તો પહેલો છોકરો બીજાના કરતાં કેટલો વહેલા પહોંચ્યો હશે ?

૭૬. એક શિક્ષકે ૨૫ રૂપિઆની કેટલીક ચોપડીઓ ખરીદ કરી. એક ચોપડીની કિમ્મત ૧૦ આના હતી, અને દશ ચોપડીએ તેને એક ચોપડી વધારે મળી હતી. તે બધી ચોપડીઓ વર્ગમાંના બધા છોકરાને એકેક આપતાં, ખરીદેલી બધી ચોપડીઓ વર્ગમાંના બધા છોકરાને મળી ગઇ, ત્યારે તે વર્ગમાં છોકરા કેટલા હશે ?

૭૭. ખાંડનો ભાવ ૬॥ રૂપીઆની એક મણનો હોય, તો ૩ મણ ૫ શેર ખાંડનું શું આપવું પડે ?

# સને ૧૯૨૫

## ( ગવર્નમેંટ )

૭૮. એક જાત્રામાં દરેક ભિખારીને ૧ પૈસા પ્રમાણે આપતાં મારી પાસેથી ૫ રૂપીઆની ૧ નોટ તથા ૧ પાવલી ખર્ચ થઇ ગયો તો કેટલા ભિખારી હશે ?

૭૯. ૧ રૂ. ૧૦ આનાના એક વારના ભાવે ૭॥ વાર કાપડની કેટલી કિમ્મત આપવી પડે ?

૮૦. એક સુતારની રોજની મજુરી રૂા. ૨–૮–૦ છે તો તે કેટલા દિવસ મજુરી કરે તો તેને ૬૫ રૂપીઆ મળે ?

૮૧. એક વર્ગમાં ૩૫ છોકરા છે. તેમાંથી ૧૫ છોકરા માફી છે અને બાકીના દરેક છોકરાને રૂ. ०॥= ફી આપવી પડે છે તો તે વર્ગની ફી કેટલી ?

૮૨. ૧। તોલા સોનાની એક વીંટી કરાવી તેના રૂા. ૩૨ સોનીને આપ્યા. સોનાનો ભાવ જો ૨૩ રૂપીએ તોલો હોય તો સોનીને વીંટી કરવાની મજુરી બદલ શું મળ્યું હશે ?

# સને ૧૯૨૬

૮૩. ૧૧॥ રૂપીએ ફરો તો ૪ ફરા ૩ પાયલીનું શું આપવું ?

૮૪. જો એક છોકરા પાસેથી બે આના, અને એક છોકરી પાસેથી એક આનો ફી લેવાતી હોય તો ૩૨૦ છોકરા અને ૨૪૦ છોકરીની ફીની આવક કેટલી થાય ?

૮૫. એક મહિનાનો પગાર ૨૫ રૂપીઆ હોય તો ૩ મહિના ૬ દિવસનો પગાર કેટલો ?

૮૬. ૨૨॥ રૂપીએ તોલો સોનું મળે તો ૨ તોલા ૮ વાલનું શું પડે ? ( વજન મુંબઈનું ગણવું )

૮૭. એક દુકાનેથી મેં બે આનાની એક રૂપીઆભારના ભાવથી અર્ધો શેર એલચી અને અઢાર રૂપીએ મણના ભાવથી પાંચ શેર સોપારી ખરીદ કરી દુકાનદારને પાંચ રૂપીઆની નોટ આપી તો તેણે મને શું પાછું આપવું જોઇએ ?

## સને ૧૯૨૬

## ( ગવર્નમેંટ )

૮૮. એક કુટુંબનો રોજનો ચોખાનો ખર્ચ રૂ. ૦।। થાય છે. જો ચોખાનો ભાવ રૂ. ૦।। ની એક પાલી હોય તો ૧૬ દિવસમાં કેટલા ફરા ચોખા તે કુટુંબને જોઇશે ?

૮૯. એક ડગલો બનાવવામાં ૩ વાર કાપડ જોઇએ છીએ, અને શિલાઇના રૂ. ૨। આપવા પડે છે. કાપડનો ભાવ જો ૧। રૂપીએ વાર હોય તો ૧૮૦ રૂ. માં કેટલા ડગલા તૈયાર થશે ?

૯૦. પેંડાનો ભાવ રૂ. ૦।। શેર એકનો છે. એક નિશાળમાં દરેક છોકરા દીઠ પાશેર પેંડા આપવાથી રૂ. ૭૦ ખર્ચ થાય છે તો નિશાળમાં છોકરા કેટલા હશે ?

૯૧. એક ગામ એક માઇલ દૂર છે ત્યાં જવા માટે એક સસલો તથા એક કાચબો નીકળ્યા. કાચબો ૧૦ મિનિટમાં ૧ ફર્લાંગ ચાલતો હતો. સસલાએ દોડતા આગળ જઈ વચમાં ૨૪ મિનિટ ઉંઘી ગયો, અને બન્ને જણ સાથે જ તે ગામમાં પહોંચી ગયા. તો સસલાને ૧ ફર્લાંગ ચાલવા માટે કેટલી મિનિટ લાગે ?

૯૨. ૨।। શેર સાકર બનાવવા માટે ૪ શેર ગોળ જોઇએ છીએ, તો ૧। મણ સાકર બનાવવા માટે કેટલો ગોળ જોઇએ ?

## સને ૧૯૨૭

૯૩. સુરતથી મુંબઇ જવા માટે ૩૨ ટીકીટ કરાવી તેના ૬૬ રૂપીઆ આપ્યા ત્યારે દરેક ટીકીટનું શું એડું હશે ?

૯૪. એક માણસ દરરોજ ૨ પૌન્ડ ૪ શિ. કમાય તો ત્રણ અઠવાડીઆમાં તે કેટલું કમાય ? ( અઠવાડીયાના દિવસ ૭. )

૯૫. એક મણ ઘીના ૩૫ રૂપીયા બેસે તો ૩ મણ ૭ા શેરનું શું?

૯૬. ૨૫ કેરી, ૧૮ કેળાં અને ૧૨ જાંબુ છે. એ દરેકમાંથી સાત સાત કોહી ગયાં છે ત્યારે બધાં મળી કેટલાં ફળ ખાવા લાયક રહ્યાં?

૯૭. કાપડનો ભાવ એક ગજના રૂપીયા સવાબે હોય તો ૩ ગજ ૪ તસુની કિંમત કાઢો.

## સને ૧૯૨૭

### ( ગવર્નમેન્ટ )

૯૮. એક માણસ દરરોજ ૧$\frac{1}{4}$ શેર દૂધ લે છે તો રૂ. ૧૨–૮–૦ મણ લેખે દૂધવાળાને એપ્રીલ મહીનાના દૂધનું તેને શું આપવું પડશે?

૯૯. એક ગાંધી ૨$\frac{1}{4}$ આને શેર ખાંડ વેચે છે, તો ૧$\frac{1}{4}$ મણ ખાંડની શી કિંમત થશે?

૧૦૦. એક વેપારીએ ૫૦ વાર કાપડ રૂ. ૪૦–૧૦–૦ માં ખરીદ કર્યું. એક વારે બે પૈસા નફો મેળવવા તેણે કેમ વાર વેચવું?

૧૦૧. બળદની કિંમત ઘોડાની કિંમતથી $\frac{3}{4}$ છે. ૨૫ ઘોડાની કિંમત રૂ. ૩૦૦૦ પડી તો ૫ બળદની શું કિંમત થાય?

## સને ૧૯૨૮

૧૦૨. રૂ. ૨૫ લેખે તોલો સોનાના એક તોલાના ૯૬ મણકા થઈ શકે તો એક મણકાની કિંમત શું?

૧૦૩. એક ડઝન કેરીની કિંમત ૪ આના ૬ પાઈ પડે તો ૭૫ કેરીની શું કિંમત પડે?

૧૦૪. ચોખાનો ભાવ રૂ. ૧૬૦ ની એક ખાંડી હોય તો ૩ મણ ૫ શેર ચોખાની કિંમત શું?

૧૦૫. ઇ. સ. ૧૯૨૮ માં દરરોજના રૂ. ૧–૮–૦ લેખે ફેબ્રુઆરી મહીના માટે નોકર રાખવામાં આવ્યો છે. તેને મહીનાનો શું પગાર આપવો પડે?

## સને ૧૯૨૯

૧૦૬. એક માણસ હંમેશાં સવારે પોણો શેર અને સાંજે અરધો શેર દૂધ લે છે. દૂધ પાંચ આનાનું એક શેર મળતું હોય તો તે માણસને ૪૦ દિવસનું દૂધનું ખર્ચ કેટલું થશે?

૧૦૭. એક મણ અને પાંચ શેર ગોળની કિંમત રૂ. ૧૧–૪–૦ બેસે, તો અરધા મણની કેટલી બેસે?

૧૦૮ એક માણસ પોતે મહિનાના રૂ. ૪૫ કમાય છે, અને તેનો દીકરો મહિનાના રૂ. ૩૭–૮–૦ કમાય છે, તો તે બાપદીકરાની બંનેની મળીને ૭ દિવસની કમાણી કેટલી થાય?

૧૦૯. ૧ ડઝન સફરજનના રૂા. ૨–૪–૦ પડે છે તો રૂ. ૧–૮–૦ માં કેટલાં આવે?

૧૧૦. દરેક છોકરાને બે આના ૭ પાઇ આપીએ તો રૂા. ૧૫ માંથી કેટલા છોકરાને અપાય?

## સને ૧૯૩૦

૧૧૧. એક વારના દોઢ રૂપીઆના ભાવે એક માણસે પોણા-બેવાર કપડું ખરીદ કર્યું, અને વેપારીને તેણે પાંચ રૂપીઆની નોટ આપી, તો તેણે વેપારી પાસેથી બાકી નાણું કેટલું લેવું જોઇએ?

૧૧૨. એક છોકરાને દર મહિને ત્રણ રૂપીયા મળે છે અને તેમાંથી માત્ર રૂ. ૧–૧૨ આના ખર્ચે છે, ત્યારે રૂ. ૩૧–૪ આના બચાવવાને તેને કેટલા મહિના લાગશે?

૧૧૩. એક માણસ હમ્મેશાં સવારે દોઢશેર અને સાંજે એક શેર દૂધ લે છે. તો તેને વીશ દિવસના દૂધના કેટલા પૈસા આપવા પડશે? દૂધનો ભાવ ૭ આનાનું એક શેર.

૧૧૪. રૂ. ૧૭ નો એક ફરો ચોખા મળે, તો ૪ ફરા અને ૬ પાયલી ચોખાનું શું આપવું પડે ?

૧૧૫. નવેમ્બર માસમાં જો આખો મહિનો કામ કર્યું હોત તો એક મજુરને ૪૫ રૂપીઆ મળ્યા હોત, પણ તેને તો માત્ર રૂ. ૩૧–૮ આના મળ્યા, ત્યારે તે કેટલા દિવસ કામ પરથી ગેરહાજર રહ્યો હશે ?

## સને ૧૯૩૧

૧૧૬. એક મણ ખાંડ રૂા. ૩–૮–૦ ની લીધી અને પછી ૫ શેરના ળા આના એ ભાવે વેચી, તો નફો કેટલો થયો ?

૧૧૭. એક કોટ માટે ૩ વાર કાપડ જોઈએ. કાપડ ૧। રૂપીએ એકવાર મળે અને દરેક કોટની શિલાઈ રૂા. ૨। પડે તો રૂ. ૧૮૦ માંથી કેટલા કોટ બને ?

૧૧૮. એક ગરીબ માણસ એક વરસનું ભાડું રૂ. ૩૦ ભરતો હોય તો ૫ મહિનાનું ભાડું કેટલું થાય ?

૧૧૯. એક મજુર દરરોજના ૯ આના કમાય છે પણ ફક્ત ૬ આના ખરચે છે, તો કેટલા રોજમાં તે રૂા. ૭–૮–૦ બચાવશે ?

૧૨૦. એક શેઠે પોતાના નોકરને શાકભાજી લેવા એક રૂપીઓ આપ્યો. તેમાંથી તે બે આને શેરના ભાવનું ૨।। શેર કોબીચ, અઢી આને શેરના ભાવના ૩ શેર બટાટા, અને દોઢ આનાનાં લીંબુ લાવ્યો તો તેની પાસે કેટલી રકમ બચી હશે ?

---

# ૬. મુખગણિત

## ( સપ્લીમેંટરી )

## સને ૧૯૨૮

૧. એક માણસ દરરોજ ૧ પૌ. ૧ શી. કમાય તો બે અઠવાડીઆમાં તે કેટલું કમાય ? ( અઠવાડીઆના દિવસ ૭ ગણવા )

૨. એક મણ ઘીના ૨૨ રૂપીઆ બેસે તો ૨ મણ ૫ શેર ઘીનું શું બેસે ?

૩. ૧૬ નારંગી, ૧૪ કેળાં અને ૧૧ જાંબુ એ દરેકમાંથી આઠ આઠ કોહી ગયાં છે, ત્યારે બધાં મળી કેટલાં ફળ ખાવા લાયક રહ્યાં હશે ?

૪. કપડાનો ભાવ ૧ ગજનો રૂા. ૧॥ હોય તો ૨ ગજ ૪ તસુની કિંમત કેટલી ?

૫. ૧૫ રૂપીએ ૧ ફરો તો ૧ ફરો ૨ પાલીનું શું ?

## સને ૧૯૨૯

૬. એક માણસને ૫ દિવસ નોકરી કરવાથી ૧૨॥ રૂપીઆ પગાર મળ્યો, તો તેને ૧ મહિને કેટલો પગાર મળતો હશે ?

૭. એક માણસે દરરોજ ૦॥। શેર પ્રમાણે આખો જુનમાસ દૂધ લીધું. જો દૂધનો ભાવ ૧ મણના ૧૨ રૂપીઆ હોય તો દૂધવાળાને શું આપવું પડશે ?

૮. મેં ૧ પૈસાનાં ૨ લેખે ૩૦ કેળાં લીધાં અને બીજાં એટલાંજ ૨ પૈસાનાં ૩ લેખે લીધાં, પછી બધાં કેળાં ૩ પસાનાં ૫ લેખે વેચી દીધાં તો મને શો નફો યા નુકસાન થયું હશે ?

૯. મેં રૂ. ૦॥॥ ના એક પાલીના ભાવે ૩ ફરા ૨ પાલી ઘઉં લીધા તો તેની કિંમત શી આપવી પડશે ?

૧૦. ૨॥ શેર તેલના ૭ આનાના હિસાબે ૧૫ શેર તેલ લીધું તો તેલનો ભાવ ૧ મણનો શો હશે ?

## સને ૧૯૩૦

૧૧. મેં ૫ રૂપીઆની ૧ નોટ મસાલાવાળાને આપી, અને ૬ આને શેરના ભાવનું ૨॥ શેર જીરૂં લીધું, ૪ આને શેરના ભાવનાં ૩ શેર મરચાં લીધાં, અને એક આનાનું લસણ લીધું, તો મસાલાવાળો મને શું પાછું આપશે ?

૧૨. સોનાનો ભાવ ૨૨॥ રૂા. એક તોલાનો છે. જો ૭ વાલ (મું. તો.) ની ૧ વીંટી કરાવીએ અને વીંટીની મજુરી રૂા. ૧)- સોનીને આપીએ તો વીંટીની કુલ કિંમત કેટલી થાય ?

૧૩. મેં ૭ કેરીનો રૂા. ૧)ના આપ્યો તો ડઝન કેરીનો શો ભાવ હશે ?

૧૪. દરેક છોકરાને ત્રણ ત્રણ રૂપીઆં આપીએ તો એક નિશાળમાં ૧૦૦ છોકરા છે તેને આપવા માટે કેટલા રૂપીઆ જોઈએ ?

૧૫. ૧ ગજ ગજીઆણીના ૨॥ રૂ. પડે તો ૨ વાર ગજીઆણીની શી કિંમત પડશે ?

## સને ૧૯૩૧

૧૬. ০॥। રૂ. ০॥ આને ૧ વાર લેખે ૮ વાર કાપડ લીધું, અને તે બદલ રૂા. ૧૦ ની નોટ આપી તો પાછું શું લેવું ?

૧૭. ૪ રૂપીએ મણ પ્રમાણે ૪ મણ ખાંડ આણી અને દોઢ આને શેર વેચી તો નફો નુકસાન શું ?

૧૮. જુન માસમાં તા. ૧૫ મીથી ૩૦ મી સુધી દરરોજ ০॥। શેર દૂધ લીધું. શેરનો ભાવ ચાર આના આપતાં શું ખર્ચ થયો હશે ?

૧૯. ૧૬૦ કન્યાઓ છે, તે દરેકને ચાર આને વારના ભાવનું બબ્બે વાર કપડું આપીએ તો કેટલો ખર્ચ લાગે ?

૨૦. ૨૦ તોલા સોનામાંથી ૧૦–૧૦ વાલની (મું. તો.) એક એવી ૬૦ વીંટી બનાવરાવી તો કેટલું સોનું વધે ?

# ૭. મુખગણિતના જવાબો.

(૧) ૧૨ કેળાં. (૨) ૫ રૂપીઆ. (૩) ૦ાા મણ ૪ શેર. (૪) ૯ વાર થશે. (૫) રૂા. ૦ા≈ાા (૬) રૂા- ૦ાા≈ (૭) રૂા. ૨૭ાા (૮) ૪૦ ટોપી. (૯) ૩૨ વાટકી આવે. (૧૦) ૧૫ રૂપીઆ આપવા પડે. (૧૧) ૪ાા રૂપીઆ પગાર મળે. (૧૨) ૧ા રૂપીઓ. (૧૩) ૧ાા રૂપીઓ પાછો મળશે. (૧૪) રૂા. ૩)≈ (૧૫) ૯ રૂપીઆ થયા. (૧૬) રૂા. ૦ાા– બેસે. (૧૭) રૂ. ૩ાા થયા. (૧૮) ૯ રૂપીઆ થયા. (૧૯) ૪ રૂપીઆ પાછા આપશે. (૨૦) તાકાની કિંમત રૂા. ૫ થયા. (૨૧) ૩૮૦ નું અંતર છે. (૨૨) ૪૮ સફરજન આવે. (૨૩) રૂા. ૨)–ાાા આપવા પડે. (૨૪) રૂા. ૧ાા≈ા આપવા પડે. (૨૫) ૪ાા રૂપીઆ આપવા પડે. (૨૬) રૂા. ૧) ૦ાા પડશે. (૨૭) ૧૮ ટોપી આવે. (૨૮) ૨ શેર ખરચી આવશે. (૨૯) ૯ રૂપીઆ પગાર મળશે. (૩૦) ૨ વાર કાપડ મળે. (૩૧) રૂા. ૧)≈ાાા (૩૨) ૮ રૂપીઆ ખર્ચ થાય (૩૩) ૧૦૫ રૂપીઆ પગાર મળ્યો હશે. (૩૪) ૯૬ દિવસ લાગશે (૩૫) ૨૪૦ પેટીઓ ભરાશે. (૩૬) ૧૦૦૦ રૂપીઆ ખર્ચ કરતો હશે. (૩૭) ૧૫૦ રૂપીઆ માસિક આવક (૩૮) રૂા. ૧૮ાાા કિંમત પડશે. (૩૯) ૧૨ રૂપીઆ ખર્ચ થયો હશે. (૪૦) ૪ માઇલ ચાલે. (૪૧) રૂા. ૧) –ાાા ૧ાા પાઈ ખર્ચ થયું હશે. (૪૨) રૂા. ૫ાાા– આપવો પડશે. (૪૩) ૪૦ દિવસમાં થશે. (૪૪) ૬ કલાક થયા હશે. (૪૫) રૂા. ૨૨ાા શિલિક થશે. (૪૬) ૪ કેરી બચી હશે. (૪૭) ૮ કલાક ઉંઘતો હશે. (૪૮) રૂા. ૧૬ા– આપવો પડે. (૪૯) ૨૫ મહિના અથવા ૨ વરસ ૧ માસ લાગે. (૫૦) રૂા. ૧૫૮) ≈ાા કિંમત પડે. (૫૧) રૂા. ૨૭)–

૧ાા પાઈ શાકનો ખર્ચ થયો. (૫૨) રૂા. ૨૪ા બાકી રહેશે. (૫૩) ૪૫ રૂપીઆ (૫૪) રૂા. ૮૬ાાા ૦ાા આનો કિંમત પડશે. (૫૫) રૂા ૩ાના પાછો મળવો જોઈએ. (૫૬) રૂા. ૨ાાન્ના (૫૭) ૨૨૫ રૂપીઆ. (૫૮) રૂા. ૨ા= પાછા આપશે. (૫૯) રૂા. ૧ાાા= કિંમત આપવી પડે. (૬૦) રૂા. ૨૧)ના દૂધનો ખર્ચ થાય. (૬૧) રૂા. ૪૭ાા પગાર મળશે (૬૨) ૬૦ રૂપીઆ. (૬૩) રૂા. ૫ાા થાય. (૬૪) રૂા. ૭ાના થાય. (૬૫) ૮૪૦ ભિખારીને અપાય. (૬૬) રૂા. ૧૧ા એક માસમાં બચાવે. (૬૭) ૧૩૯ (૬૮) રૂા. ૧૨ાા ઘડવાની મજુરી થઈ. (૬૯) રૂા. ૨૨ા કુલ રકમ ભરાઇ હશે. (૭૦) એક બાટલીના રૂા. ૦)ન્ના થાય. (૭૧) ૫ાા વાર કાપડ આવે. (૭૨) ૯ દિવસ ગેરહાજર રહેલો. (૭૩) ૫ શેર દૂધ રોજ લેવાતું હશે. (૭૪) રૂા. ૪ાાના નું કાપડ ખરીદ કર્યું હશે. (૭૫) પહેલો છોકરો બીજા કરતાં ૧ાા મિનિટ વહેલો પહોંચે. (૭૬) કુલ ૪૪ છોકરા હશે. (૭૭) રૂા. ૨૦ા૮ આપવો પડે. (૭૮) ૩૩૬ ભિખારી હોવા જોઇએ. (૭૯) રૂા. ૧૨)= કિંમત આપવી પડે. (૮૦) ૨૬ દિવસ મજુરી કરવી પડે. (૮૧) રૂા. ૧૧ા ફી આવે. (૮૨) રૂા. ૩ા સોનીને મજુરી મળે. (૮૩) રૂા. ૪૮)ન્ના આપવા પડે. (૮૪) ૫૫ રૂપીઆ ફીની કુલ આવક થાય. (૮૫) ૮૧ રૂપીઆ પગાર થાય. (૮૬) રૂા. ૪૯ાા થાય. (૮૭) રૂા. ૦ા પાછો આપવો જોઇએ. (૮૮) ૧ાા ફરો ચોખા જોઇએ. (૮૯) ૩૦ ડગલા તૈયાર થાય. (૯૦) નિશાળમાં ૫૬૦ છોકરા હશે. (૯૧) સસલો ૭ મિનિટે ૧ ફર્લાંગ ચાલતો હશે. (૯૨) ૨ મણ ગોળ જોઇએ. (૯૩) રૂ. ૨)૮ એક ટીકીટનો એકો હશે. (૯૪) ૪૪ પૌંડ ૪ શિલીંગ કમાય. (૯૫) રૂા. ૧૧૧ાા= થાય. (૯૬) ૩૪ ફળ ખાવા લાયક રહ્યાં. (૯૭) રૂા. ૭)= કિંમત થઇ. (૯૮) રૂા. ૧૧ાાન્ના દૂધવાળાને આપવા પડે. (૯૯) રૂા.

૭)ાા કિંમત ૫ડે. (૧૦૦) રૂા. ાા=ાા ભાવે ૧ વાર પ્રમાણે વેચવું. (૧૦૧) ૪૫૦ રૂપીઆ ૫ બળદની કિંમત થઇ. (૧૦૨) ૪ આના ૨ પાઇ એક મણકાની કિંમત થઇ. (૧૦૩) રૂા. ૧ાાા ૦)૧ાા પાઇ કેરીની કિંમત પડી. (૧૦૪) રૂા. ૨૫ ચોખાની કિંમત થઈ. (૧૦૫) રૂા. ૪૩ાા પગાર આપવો પડે. (૧૦૬) રૂા. ૧૫ાા= દૂધનો ખર્ચ થાય. (૧૦૭) ૫ રૂપીઆ થાય. (૧૦૮) બંને જણની કમાણી રૂા. ૧૬ાા થાય. (૧૦૯) ૮ સફરજન આવે. (૧૧૦) ૯૬ છોકરાંને આપી શકાય. (૧૧૧) રૂા. ૨ા= બાકી પાછા લેવા. (૧૧૨) ૨૫ મહિના લાગે. (૧૧૩) રૂા. ૨૦ાા= આપવા પડશે. (૧૧૪) રૂા. ૭૪ા= આપવા પડે. (૧૧૫) ૯ દિવસ ગેરહાજર રહ્યો હશે. (૧૧૬) રૂ.. ૦ા નફો થાય. (૧૧૭) ૩૦ કોટ બને. (૧૧૮) ૧૨ાા રૂપીઆ ભાડું આપવું પડે. (૧૧૯) ૪૦ દિવસમાં બચાવી શકશે. (૧૨૦) રૂા. ૦)= બચ્યા હશે.

## —સપ્લીમેંટરી—

(૧) ૧૪ પૌંડ ૧૪ શિલીંગ કમાય. (૨) રૂા, ૪૬ાાા (૩) ૧૭ ફળ ખાવા લાયક રહ્યાં હશે. (૪) રૂા. ૩ા કિંમત થઇ. (૫) રૂા. ૧૬ાાા= થયા. (૬) ૭૫ રૂપીઆ પગાર મળતો હશે. (૭) રૂા. ૬ાાા દૂધવાળાને આપવા પડે. (૮) ૧ પૈસો નફો થયો. (૯) રૂા. ૨૩ા= આપવા પડશે. (૧૦) ૧ મણના રૂા. ૬ ભાવ હશે. (૧૧) રૂા. ૩ા પાછા આવશે. (૧૨) વીંટીની કિંમત રૂા. ૫ થઇ. (૧૩) એક ડઝન કેરીના રૂા. ૧ાાા= થયા. (૧૪) ૬ા રૂપીઆ આપવા પડે. (૧૫) ૭ાા રૂપીઆ થયા. (૧૬) રૂા. ૩ાાા પાછા લેવા જોઇએ. (૧૭) ૧ રૂપીઓ નુકસાન થયું હશે. (૧૮) ૩ રૂપીઆ ખર્ચ થયો હશે. (૧૯) ૮૦ રૂપીઆ ખર્ચ થાય. (૨૦) ૫ તોલા સોનું વપ્યું હશે.

# ૮ ભાષા—(છોકરાઓ માટે)

## સને ૧૯૦૭

૧. ક્રિયાપદ એટલે શું? એ કેટલી જાતનાં છે, અને તે કેમ ઓળખી શકાય છે?

૨. નીચેના વાક્યનું પદચ્છેદ કરોઃ—

એ કડવી દવા તમારો રોગ જલદી મટાડશે.

૩. નીચેનાં વાક્યો બરાબર રીતે સમજાવોઃ—

क. તેં હજી સંસાર માંડયો નથી ને તારા કોડ તેં પૂરા કીધા નથી.

ख. રાણી એલેકઝાન્ડ્રાએ માતા અને પત્નીના ધર્મ સરસ બજાવ્યા છે.

क. અતિવૃષ્ટિ, દુકાળ, કરા કે હિમ કોઇ વાર જોવામાં આવે છે.

૪. કાગળ સહીસલામત પહોંચે તે માટે તમે શી શી કાળજી રાખશો? મુંબઇમાં તમારા શિક્ષકને અને મુંબાઇ બહાર તમારા મિત્રને ટપાલ મારફત મોકલવાના કાગળના સરનામાં લખી બતાવો.

૫. રાણા પ્રતાપ વિષે ટુંકમાં સાર લખો.

૬. સૂર્યના પુત્ર જોડે કારભારીએ કરેલી સરતો બરાબર પળાતી જોઈ અકલબાજખાં ખુશ ખુશ થઇ ગયો, અને કારભારીને મોટા મોટા ઇલકાબો તથા જાગીરો આપ્યાં.

—આ હકીકત સમજાવો.

૭. નીચેની કડીઓનો તરજુમો કરોઃ—

૧. વજાડશે મંડપમાં ચંગ.

૨. શું આ સૃજ્યાં પવન, પાણી ઈશે.

૩. પ્યારા ચંદન પંખા લાગ

૪. રાવણ સરખો રાજીઓ,
જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં,
બધી લંકા લુંટાણી.

૫. સિંહનું બાળક વયમાં આવતાં વેરીઓનાં કાળજાં ફાડશે.

૬. એ ભાઇઓના હેતવાળા પાઠમાં તમે કોનું મરવું યોગ્ય ધારો છો?

૭. નીચેના શબ્દોમાં કોની પદવી વધે છે તે લખો:—
રાજબળ—તપોબળ
બ્રહ્મર્ષિ—રાજર્ષિ
સ્વતંત્ર—પરતંત્ર
ગુરૂભક્તિ—રાજભક્તિ

## સને ૧૯૦૮

૧. નીચેની લીટીઓના અર્થ સમજાવો:—
(क) મુખેથીરે માનવી વેણ મૂકયું,
ફરીથી તેં તે ન ગળાય થુંકયું.
(ख) ધીરેલાં નાણાં નવ આલે,
વાંકું બોલી સામું ન ભાળે.

૨. નીચેનાં વાક્યો સંબંધ સાથે સમજાવો:—
(ક) ભીમસીંગનું હૃદય પાણી પાણી થઇ ગયું.
(ખ) આપણી જીંદગી પર્યંત દળદર ફીટાડીએ.
(ગ) તેઓએ પોતાના કુળની કન્યા ન આપવાનું પણ લીધું.
(ઘ) વાછરડો ખીલાને જોરે જ કૂદે.

૩. 'એ' પ્રત્યય કઈ કઈ વિભક્તિમાં લાગે છે? તે વિભક્તિ કેવી રીતે ઓળખી શકશો તે દાખલા સહીત સમજાવો.

૪. નીચેના વાક્યનું પદચ્છેદ કરો:—
તેણે છોકરાનું મન હવે શાંત કર્યું.

# સને ૧૯૦૯

૧. નીચેની લીટીઓનો અર્થ સમજાવો:—

(क) વાંકું બોલી સામું ન ભાળે.

(ख) નરપતિ નયણે વહે અતિ નીર.

(ग) કુવાક્યનો કોપ કદી ન રૂએ.

(घ) લાંબી વિગત કરે વિખ્યાત,
અખા વહેમની એવી વાત.

૨. નીચેનાં વાક્યો સંબંધ સાથે સમજાવો:—

(ક) પડશે તેવા દેવાશે.

(ખ) પોતાની ફરજ બજાવવામાં હદ વાળી હતી. ધન્ય છે એવી ધાવને !

(ગ) ત્રિભુવનની પીછી છુપી રહે એમ ન હતું.

(ઘ) તેનો દેહ આજે નથી પણ તેની કીર્તિ ઝળહળે છે.

૩. અવ્યય કેટલી જાતના છે અને તે કેમ ઓળખી શકાય છે તે દાખલા સહિત સમજાવો.

૪. નીચેના વાક્યનું પદચ્છેદ કરો;—
પછી મહેતાજીએ પોતાના છોકરા તરફ નજર કરી.

# સને ૧૯૧૦

૧. નીચલા વાકયોનો ટુંક સાર આપો:—

(क) મંદમતિ મેં દુભવ્યો સાધ.

(ख) કુવાક્યથી પાય પળી ન પાણી.

(ग) વૃથા જન્મ ખોયો કરી શી કમાણી.

૨. નીચેનાં વાક્યો સંબંધ સાથે સમજાવો:—

(ક) બુદ્ધિ આગળ બળ પાણી ભરે.

(ખ) લોભે લક્ષણ જાય અને લોભ પાપનું મૂળ.

(ગ) પહેલું સુખ તે જાતે નર્યા.

(ઘ) શરણાગતનું રક્ષણ કરવું એવો સજ્જન અને રજપુતોનો મુખ્ય ધર્મ તેણે બાજુએ મૂકયો.

૩. નીચેના વાક્યનું પદચ્છેદ કરો:-

એક દહાડો આપે નકશો કાઢી લાવવાનું કહ્યું હતું.

## સને ૧૯૧૧

૧. એક દિવસની રજાને માટે તમારા શિક્ષક ઉપર યોગ્ય રીતે કાગળ લખો.

૨. નીચેના વાક્યનું પદચ્છેદ કરો:—

ચુનીલાલ શેઠ મારા ઉપર પહેલાં ઘણો ભાવ રાખતા.

૩. રાજા અને સન્યાસી, દરવેશ અને લુટારો, પ્રમાણિકપણાનો બદલો, બુદ્ધિનો મહિમા, કરણઘેલો અને અલાઉદ્દીન, એમાંથી કોઈ પણ એક વાર્તાનો ટુંકો સાર તમારા પોતાના શબ્દોમાં આપો. (વિરામચિહ્ન ઉપર લક્ષ આપવું.)

૪. નીચેનાં વાક્યોનો અર્થ સમજાવો:—

(क) આપણું જીંદગી પર્યંતનું દળદર ફિટાડીએ.

(ख) લોભીને ધન મળે તૃપ્તિ નવ પામે.

(ग) તેઓ મોટા સૈન્ય સાથે મૃગયા રમવાને નીકળ્યા.

(घ) ધન પંખી ને ધન તે વન,
નિશદિન નિરખે ધ્રુવનું તન.

## સને ૧૯૧૨

૧. નીચેની લીટીની સમજુતી કરોઃ—

(૧) સુવાક્યથી દૂધ દહીં ઘી દેશે,
અમૂલ્યનું મૂલ લગાર લશે.

(૨) નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી?

(૩) વિપત તને પડશે વણુતોલે.

(૪) માગ્યા મેહ વરસે તમ દેશ, ભક્તિ રૂપ તમારો વેશ.

૨. નીચેનાં વાક્યો સંબંધ પૂર્વક સમજાવોઃ—

(ક) પહેલું સુખ તે જાતે નર્યાં.

(ખ) તમારાં વેણ સાંભળી સંતાપ સમી ગયો.

(ગ) માજી ચૌદ વરસ જોત જોતામાં વીતી જશે, અને તમારા આશીર્વાદથી હું સાજોતાજો આવીશ.

૩. વિશેષણ કોને કહેવાય? એકાદ બે દાખલા આપી સમજાવો.

૪. નીચેના વાક્યનું પદચ્છેદ કરોઃ--
મહારાજ, સુખેથી કુંવરને આપણી સાથે લઇ જજો.

૫. પૃથ્વીનો આકાર કેવો છે તે કારણો આપી સમજાવો.

## સને ૧૯૧૩

૧. નીચે લખેલાં વાક્યો સમજાવોઃ-

(क) તેણે અનેક ઉપાય યોજવા માંડયા.

(ख) નાનાભાઇનો આટલો પ્રેમ ને આગ્રહ જોઇ બધા છક થઇ ગયા.

(ग) લોભે લક્ષણ જાય અને લોભ પાપનું મૂળ.

(घ) તેને વ્યવસ્થા ગમે છે અને તેનામાં ગૃહસ્થાઇનાં લક્ષણ છે એવું જણાઇ આવ્યું.

૨. નીચેની લીટીઓની સમજુતી કરોઃ—

(**क**) વાંકું બોલી સામું ન ભાળે.

(**ख**) કુવાક્યનો કાપ કદી ન રૂઝે.

(**ग**) વિયોગી સગા ભૂમિને ભેટી ભાવે,
કહો કોણને હર્ષનાં આંસુ નાવે ?

(**घ**) ઘણી સરિતાનું નીર સીંધુમાં જઇ સમાએ.

૩. ઠગાંઇનું ફળ, રાજા અને સંન્યાસી, મહમુદ બેગડો, ભલામણપત્ર વગરનો ઉમેદવાર, એ ચાર પાઠમાંથી ગમે તે એક પાઠનો સાર દસ બાર લીટીમાં આપો.

૪. નીચેના વાક્યનું પદચ્છેદ કરોઃ—
વળી કેટલાંક વહેમી ઐરાં કુલ્લીના પ્રયોગથી નજર બાંધે છે.

## સને ૧૯૧૪

૧. **क**, **ख**, **ग** થી આપેલાં વાક્યોના, અને **घ**માં આપેલા શબ્દોના અર્થ સમજાવોઃ-

(**क**) લુટારાને ધર્મિષ્ઠપણાની આબરૂ મેળવવાની ઇચ્છા **થઇ.**

(**ख**) રણવાસમાં બહુ હાહાકાર થઇ રહ્યો.

(**ग**) આ હુકમ બધા સિપાઇઓએ દ્રઢ મનથી કંઇપણ બડબડાટ કર્યા વગર ઉઠાવ્યો.

(**घ**) બેઅદબી, શરણાગત, ખીજમતદાર, હીકમત, **નૌકાશાસ્ત્ર.**

૨. નીચેની લીટીઓની સમજુતી આપોઃ—

(૧) સર્વ કોઇને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભૂદરે, મહેતા નરસૈયાને સ્વામી.

(૨) જે જગદીશે કરૂણા કરી ઘટતું આપ્યું હોય છે;
તે પણ લોભી જન લોભમાં છતું પાસનું ખોય છે.

(૩) રાંક પિતા આવ્યા મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.

(૪) મુખેથી રે માનવી વેણ મૂકયું,
ફરીથી તેં તે ન ગળાય થૂકયું;
વિમાસશો એથી હશે જ હાણી,
વિચારીને યાર ઉચ્ચાર વાણી.

૩. ભીમસીંગ, ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો, જયાનંદ, રાણો પ્રતાપ અને મહારાણી વિકટોરીઆમાંથી ગમે તે એક વિષે તમે જાણતા હો તે દશેક લીટીમાં લખો.

૪. સકર્મક ક્રિયાપદ કોને કહેવાય? તેવાં ક્રિયાપદ વાપરી બે વાકયો લખો અને તેમાંનાં ક્રિયાપદને સકર્મક શા માટે કહો છો એ સમજાવો.

૫. નીચેના વાકયનું પદચ્છેદ કરો:—

મેં તમારૂં ઊંટ જોયું નથી.

## સને ૧૯૧૫

( આ સાલ પ્રશ્નો છપાયા નહોતા )

## સને ૧૯૧૬

૧. નીચે લખેલાં વાકયો સમજાવો:—

(क) શરણાગતનું રક્ષણ કરવું એવો સજ્જનોનો ધર્મ તેણે બાજૂએ મૂકયો.

(ख) આપના મનને નિરાંત કરવાને પણ લઉં છું.

(ग) દયાજનક શબ્દોથી વનવીરનું મન પીગળ્યું નહિ.

(घ) દૂધપાક ફાટી જાય, પાપડ ઉતરી જાય.

૨. નીચેની લીટીઓની સમજુતી કરો:—
(क) લાંબી વિગત કરે વિખ્યાત.
(ख) અમૂલ્યનું મૂલ લબાર લેશે.
(ग) નણંદી શું મત્સર આવડો.
(घ) હશે મૂજી કો મારતો ભૂમિ ભારે.

૩. નીચેમાંના કોઈ એક પાઠનો સાર દશ બાર લીટીમાં લખો:–
ચાંપાનેરનું વર્ણન, મૃગજળ, પ્રમાણિકપણાનો બદલો.

૪. નીચેના વાક્યનું પદચ્છેદ કરો:—
તે ક્ષણે કુંવર શહેર છોડી ગયો.

## સને ૧૯૧૭

૧. નીચે (क), (ख), અને (ग) માં લખેલાં વાક્યો સમજાવો, અને (घ) માં આપેલા શબ્દોના અર્થ લખો:—
(क) અરે, ઉદાસી હરાયો માલ ખાનાર પાડાને હોતી નથી; પણ જેને પોતાનું વતન રાખવું છે, જેને પોતાના ખાનદાનની આબરૂનું જતન કરવું છે, તેને તો ચિંતા હોયજ.
(ख) તે તો માત્ર ત્રિભુવનના કામને વખોડવામાંજ વડાઇ માનતો.
(ग) સીંધમાં ઉંચી વર્ણનાં બૈરાં પડદે રહે છે.
(घ) ખાંડું, ઇલકાબ, પાયતખ્ત, રવાદારગી, દસ્તાવેજ, શ્રોતા.

૨. નીચેની લીટીઓની સમજુતી કરો:—
(क) વીજળી ઘણી ઈશાને નૈઋતા વા શીતાળા,
સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા.
(ख) વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ;
ભાર તોલ તો જન ભલા રાખે દલપતરામ.
(ग) ભલો દેશ મારો ભલી ભોમ મારી;
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી.

૩. નીચેના વાક્યનું પદચ્છેદ કરોઃ—

રાણી, હવે જાઓ, સુખે શેતરંજ લાવો.

૪. નીચેમાંના કોઇ એક પાઠનો સાર દશબાર લીટીમાં લખોઃ—
પન્નાની ઉમદા રાજસેવા; પ્રતાપ રાણો; ફરજ બજાવવા વિષે; સિદ્ધરાજ જયસિંહ.

## સને ૧૯૧૮

૧. નીચેના શબ્દોનો અર્થ આપોઃ—

પાખી, રવાદારગી, કાટકા, પાગળ, સડ, આબેહુબ.

૨. નીચેના શબ્દોને છૂટા પાડી દરેક ભાગનો અર્થ ચોકખો જણાય એવી રીતે સમજાવોઃ—

અગ્નિનૌકા, તપોબળ, આપઘાત, જન્મભૂમિ.

૩. નીચે જણાવેલાં નામપરથી થતાં વિશેષણ અને વિશેષણ પરથી થતાં નામ આપોઃ—

નામ.—છિદ્ર, ભાવ, મરોડ, મમત.

વિશેષણ—સ્વચ્છ, ધર્મિષ્ટ, આતુર, બેદરકાર.

૪. નીચેના વાક્યના દરેક શબ્દનું પદચ્છેદ સંપૂર્ણ કરોઃ—
શું એમાંનું પાણી કદી પણ ખૂટતુંજ નહિ હોય? જવલ્લેજ ખૂટે.

૫. નીચેના વાક્યોનો સંબંધ અર્થ સાથે સમજાવોઃ—

(ક) રજપુત દીકરી મરાઠાને પરણે એ તેને અઘટિત લાગ્યું.

(ખ) દિલ્હીની ગાદી તમને જે તાંબાપતરા ઉપર હિંદુ રાજાઓએ લખી આપી છે તે મંગાવશો, તો તેની બીજી બાજુપર મારા દસ્તાવેજ માલમ પડશે.

(ગ) કમી ગરમી હવાએ ખાર તે પીગળાએ,
ઉધઈ કીડી મંકોડી જોરથી ઉભરાએ;
તજવીજ કરતાં રે' બાંધવે પંખી માળા,
સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા.

(ધ) મુઢ મતિ મેં અતિ કરી, બાળક ગયો વન પરવરી;
એવો મેં કીધો અપરાધ, મંદમતિ મેં દુભવ્યો સાધ.

૫. નીચેની ત્રણ કવિતા પૈકી એકનો સાર લખોઃ—
(૧) વિચારીને બોલવું; (૨) સુખદુઃખ મનમાં ન લાવવું;
(૩) સ્વદેશપ્રીતિ.

૭. નીચેની બાબતો પૈકી એક ઉપર તમારા વિચાર જણાવોઃ—
(૧) ખોરાકની જરૂર; (૨) અવલોકનની ટેવ; (૩) ખોટા વહેમ.

## સને ૧૯૧૯

૧. નીચેના શબ્દોનો અર્થ આપો, તથા જ્યાં શબ્દના એકથી વધારે ભાગ થતા હોય, ત્યાં જૂદા જૂદા ભાગનો અર્થ કરી તે શબ્દનો અર્થ ચોકખો જણાય એવી રીતે સમજાવોઃ—
ભયભીત, કમાન, નિશદિન, દયાજનક, નિમકહલાલ, ઉદાહરણ, કાબેલ, વિશ્વાસઘાત, બંધુધર્મ, સર્વવ્યાપી.

૨. શિવાજી, જવાનસીંગ અને વિલ્બરફૉર્સ એ ત્રણમાંથી ગમે તે એકના દાખલા પરથી તમે શો બોધ લીધો અને તે બોધનો ઉપયોગ તમે કેવી રીતે કરશો તે જણાવો.

(૩) નીચેનાં વાકયમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—
અને આપણે આપણું જિંદગી પર્યંતનું દળદર ફિટાડીએ.

૪. નીચેની લીટીઓની સમજુતી કરોઃ—
(૧) ધન ધીરીને આબરૂ રાખી, તે દુઃખીઓ થાતો ધન પાખી;
પાછું જઇ ધન દેવું કયારે ? આજ આજ ભાઇ અત્યારે.
(૨) મુખેથી રે માનવી વેણ મૂકયું, ફરીથી તેં તે ન ગળાય થૂંકયું;
વિમાસશો એવી હશે જ હાણી, વિચારીને યાર ઉચાર વાણી.
(૩) સ્વદેશી વડો દેશીનાં દુઃખ ટાળે, હજારો જનોને સદા જેહ પાળે
વળી લોકકલ્યાણમાં લાભ લેખે, પુરા પ્રેમથી કોણ તેને ન પેખે.

૫. નીચેનાં વાક્યો સમજાવો:—

(૧) પ્રજાએ તેમનો ઉત્તમ આદરસત્કાર કર્યો.

(૨) અસુરા થઇ બીજાને રાહ જોવડાવી નડતર કરવામાં આવે, તો તે ઘણું શરમ ભરેલું છે.

(૩) છગન હવે દુકાનમાં કરતાહરતા થયો, અને તેના પ્રમાણિકપણાથી શેઠની શાખ વધી.

(૬) કાગળ સહીસલામત પહોંચે માટે તમે શી શી કાળજી રાખશો ? મુંબઇમાં તમારા શિક્ષકને, અને મુંબઇ બહાર તમારા મિત્રને ટપાલ મારફત મોકલવાના કાગળનાં સરનામાં લખી બતાવો.

## સને ૧૯૨૦

૧. સંબંધ સાથે સમજાવો:—

(ક) આ ઉપરથી તેને વ્યવસ્થા અને સ્વચ્છતા ગમે છે એવું જણાઇ આવ્યું.

(ખ) બુદ્ધિ આગળ બળ પાણી ભરે છે.

(ગ) માગું સુબુદ્ધિ પ્રભુજી નીતિપંથ વાળો;
ભુલાવતા સરવ સંશય મુજ ટાળો.

(ઘ) નથી વિદ્વતા વાપરી દેશદાઝે,
નથી વાપરી પાઇ જો લોકલાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી ?

૨. નીચેના શબ્દોના અર્થ આપો:—
જવલ્લે, આવેશ, આયાત, સાખ, સદૈવ, સંગીન.

૩. નીચેના શબ્દો છૂટા પાડી દરેક ભાગનો અર્થ ચોકખો જણાય એવી રીતે સમજાવો:—

સુવાક્ય, બેઅદબી, વનવેશ, નિશદિન, સતવાદી, ભૂધર.

૪. નીચેનાં ક્રિયાપદ પરથી થતાં નામ આપો:—

અવલોકવું, કરવું, જાગવું, નડવું.

૫. નીચેના વાકયના દરેક શબ્દનું પદચ્છેદ સંપૂર્ણ કરો:—

ત્યારપછી થોડી જ વારમાં તે બધા કિનારે સહીસલામત આવી પહોંચ્યા.

૬. કાગળ સહીસલામત પહોંચે તે માટે તમે કયી સૂચનાઓ ધ્યાનમાં રાખશો ?

૭. નીચેની બાબતો પૈકી એક ઉપર તમારા વિચાર જણાવો:—

(૧) ફરજ બજાવવી; (૨) ખરૂં કામ કરવાની હિંમત; (૩) વિચારીને બોલવું.

## સને ૧૯૨૧

૧. નીચેની લીટીઓ અને વાકયો સંબંધ સાથે સમજાવો:—

(ક) લીલા રાજ ભોગવો સોય, કશું દુ:ખ તે તુજને હોય;
નારદે વચન કહ્યાં સધીર, નરપતિ નયણે વહે અતિ નીર.

(ખ) એ વિચારી હરિને ભજો, તે સા'ય જ કરશે;
જુઓ આગે સા'ય ઘણી કરી, તેથી અર્થ જ સરશે.

(ગ) સદા શુષ્ક હૈયું રહે વજ્ર જેવું, કશું કેમ જાણે નથી લેવું દેવું.

(ઘ) ભારે શ્રમ કરવાથી મોટી સિદ્ધિ મળે છે.

(ચ) હરિફાઈથી કામ કરો અને અદેખાઈનું મોં બાળો.

૨. નીચેના શબ્દોના અર્થ આપો, તથા જ્યાં શબ્દના એકથી વધારે ભાગ થતા હોય, ત્યાં જૂદા જૂદા ભાગનો અર્થ આપી, તે શબ્દનો અર્થ બરાબર જણાય એવી રીતે સમજાવો:—

સંપ્રદાય, સૂક્ષ્મદર્શક, મંછા, સર્વત્ર, કોલકરાર, પાટોપાટ, અદાવત, રાજ્યાભિષેક, સૂર્યાસ્ત, વશીકરણ.

૩. નીચેનાં વાક્યોમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

તેણે તે દહાડેથી એવી મજાક કરવાની ટેવ છોડી.

૪. ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો જયાનંદ, એ વિષે તમે જે જાણતા હો તે લખો.

૫. નીચેની ત્રણે બાબત પર તમારા વિચાર ટુંકામાં લખોઃ—

સ્વદેશપ્રીતિ, પરમેશ્વર, પ્રમાણિકપણું.

## સને ૧૯૨૨

૧. નીચેનાં વાક્યો સંબંધ સાથે સમજાવોઃ—

(ક) સોમનાથની ખ્યાતિ મહમુદના સાંભળવામાં આવી, ત્યારે તેણે તે દેવળ પર હલ્લો કરી મૂર્તિનું ખંડન કરવાનું પણ લીધું.

(ખ) આથી મીઆંને લાગ્યું કે એ પાગલ છે, ને એણે ઘોડો જોયો નથી.

(ગ) એ રીતે આ છાતીવાળા અને દયાળુ પુરુષે અગિયાર માણસના જીવ અણીશુદ્ધ ઉગાર્યા.

(ઘ) અરણવથી કિનારે આવતાં પંખી ભાળ્યાં,
સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા.

(ચ) મુજ સુખ ધ્રુવ સાથે સંચર્યું,
નિશ્વાસ હું તેથી ભરૂં;
તે દુખડું ટાળો તમે દયાળ,
એક વાર નયણે નીરખું બાળ.

(છ) જો મેઘમંડળ કરે નિયમિત વૃષ્ટિ,
સંતોષ ને હરખ માંહી કુલાઇ સૃષ્ટિ.

૨. નીચેના શબ્દોના અર્થ આપોઃ—

અગ્નિનૌકા. સ્તબ્ધ, આબેહુબ, શુષ્ક, ખલેલ, ભાવટ, કીર્તિ-સ્તંભ, નિશદિન, ખીજમતદાર.

૩. નીચેના વાક્યના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

તમારા ભત્રીજાએ પુસ્તક લીધું ત્યારે તે જપ્યો.

૪. (ક) પન્ના અગર રાજકુમાર ભીમસીંગ વિષે તમે જે જાણતા હો તે ટુંકામાં લખો, અને તે પાઠ પરથી તમે શો બોધ લીધો તે જણાવો.

(ખ) તમારા ભાઇના લગ્નને લીધે તમે આઠ દહાડા નિશાળે નહિં આવી શકો એ બાબતની તમારા શિક્ષક પર રજાની ચીઠ્ઠી લખો.

## સને ૧૯૨૩

૧. રામચંદ્રજીના વનમાં જવા વિષે તમારા પાઠમાં આપેલી હકીકત ટુંકમાં તમારા શબ્દોમાં લખો.

૨. રાજા અને સંન્યાસી વચ્ચે થએલા સવાલજવાબનો સાર સંક્ષેપમાં લખો.

૩. નીચેની લીટીઓ અને વાક્યો સંબંધ સાથે સમજાવોઃ—

(क) પ્રજા જુઓ પોપટ ઘેર પાળે,
સુખે સૂઇ ઘૂડ શકે ન માળે;
ઉચારનું કારણ એ જ જાણી,
વિચારીને યાર ઉચાર વાણી.

(ख) ધીરેલાં નાણાં નવ આલે,
વાંકું બોલી સામું ન ભાળે;
ફરિઆદી કરવી કહો ક્યારે ?
કાલે કાલે ભાઇ કાલે.

(ग) વિશ્વાસઘાતી છતાં આવી સ્વામીભક્તિ જોઇને રાજા ઇસરીસીંગના મનમાં લાગણી થયા વગર રહી નહિ. તેણે પણ સામા ઉભા થઇને ઘણા માનથી જવાનસીંગનો મુજરો લીધો.

(घ) નાના ભાઇનું આવું બોલવું સાંભળીને મોટા ભાઇની છાતી ભરાઇ આવી.

૪. નીચેના વાક્યમાંના શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

તેમને ત્રણે જણે નમન કર્યું ને આજ્ઞા માગી.

૫. સુખ દુઃખ મનમાં ન લાવવા વિષે તમે જે કવિતા શીખ્યા છો તેનો સાર સંક્ષેપમાં તમારા શબ્દોમાં લખો.

૬. નીચેના શબ્દોના અર્થ આપી, દરેકનો વાક્યમાં ઉપયોગ કરી બતાવોઃ—

સર્વસ્વ વિસાત, વ્યવસ્થા, વિજોગ.

## સને ૧૯૨૪

૧, અવલોકન કરવું એટલે શું તે સમજાવી, અવલોકનની ટેવથી થતા લાભ દાખલા સહિત જણાવો.

૨. જરૂર જણાય ત્યાં આગળ પાછળનો સંબંધ બતાવી, નીચેની લીટીઓ અને વાક્યો સમજાવોઃ—

(क) ધન ધીરીને આબરૂ રાખી,
તે દુઃખીઓ થાતો ધન પાખી;
પાછું જાઇ ધન દેવું ક્યારે ?
આજ આજ ભાઇ અત્યારે.

(ख) છરા તણે છેદ ઉપાય સુઝે,
કુવાક્યનો કાપ કદી ન રૂઝે;
ન કાચની કોઠી મટેજ કાણી,
વિચારીને ચાર ઉચ્ચાર વાણી.

(ग) આ જમાના સંબંધમાં ખરો વિચાર કરવાથી એવું જણાય છે, કે જુના એમાંથી જાય છે ને નવા આવીને રહે છે. કોઇ માણસ અહીં સ્થિર રહ્યો નથી.

(घ) ભયંકર કરતાં આનંદકારી બનાવ વારે વારે બને છે, તે ઉપર આપણે જોઇએ તેટલું લક્ષ આપતા નથી.

૩. "સુખદુઃખ મનમાં ન આણુવા વિષે"ની કવિતાનો સાર તમારા શબ્દોમાં લખો.

૪. નીચેના વાક્યમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—
સીતાજીનો આગ્રહ જોઇ કૌશલ્યાએ તેને પણ આશીર્વાદ દઇ રજા આપી.

૫. "પરમેશ્વર વિષે"ના પાઠ પરથી પરમેશ્વર વિષે તથા તેમની સત્તા વિષે શું શું સમજ્યા છો તે જણાવો.

૬. ભાઇઓનું હેત કેવું હોવું જોઇએ એ દાખલા આપી સમજાવો.

## સને ૧૯૨૫

૧. જરૂર જણાય ત્યાં આગળ પાછળનો સંબંધ જણાવી, નીચેની લીટીઓ અને વાક્યો સમજાવો—

(क) કોમળ મુખ છે અતિ જેહ, રવિકિરણ સહેશે કેમ તેહ;
મુજ સુખ ધ્રુવ સાથે સંચર્યું, નિશ્વાસ હું તેથી ભરૂં.

(ख) વિદેશે વસીને ઘણો કાળ ગાળી,
સ્વદેશે ગયો જે ભલો ભાગ્યશાળી;
વિયોગી સગાં ભૂમિને ભેટી ભાવે,
કહો કોણને હર્ષનાં આંસુ નાવે ?

(ग) રણવાસમાં બહુ હાહાકાર થઈ રહ્યો.

(घ) જગમોહનનું મન વિશ્વાસઘાતનું પાપ કરવા તરફ જરીએ વળ્યું નહિ.

૨. નીચે આપેલા શબ્દોના અર્થ લખોઃ—
સંખ્યાબંધ, નામીચો, રેતદાની, મસ્તક, હીકમત, સંતાન, જવાહીર, પૃથ્વીપતિ, દુભવ્યો, નિર્ભય.

૩. નીચેના વાક્યમાંના શબ્દોનું પદચ્છેદ કરોઃ—

મેં જે સવાલો પૂછ્યા તેના ઉત્તર તેણે તરતજ અને વિનયથી આપ્યા.

૪. (क) દરવેશ અને લુટારાવાળા પાઠમાં દરવેશે લુટારાને કેવી રીતે સુધાર્યો એ તમારા શબ્દોમાં લખી જણાવો.

(ख) રાજકુમાર ભીમસીંગ, ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો જયાનંદ, અને પ્રતાપ રાણો, એ ત્રણમાંથી ગમે તે એક વિષે તમે જે જાણતા હો તે ટુંકામાં લખો, અને તે પરથી આપણે શો બોધ લેવો જોઇએ તે જણાવો.

## સને ૧૯૨૬

૧. નીચે લખેલાં વાક્યો સમજાવોઃ—

(अ) શરણાગતનું રક્ષણ કરવું એવો સજ્જનનો ધર્મ તેણે બાજુએ મૂક્યો.

(ब) આપના મનને નિશાંત કરવાને પણ લઉં છું.

(क) દયાજનક શબ્દોથી વનવીરનું મન પીગળ્યું નહિ.

(ड) દૂધપાક ફાટી જાય, પાપડ ઉતરી જાય.

૨. નીચેની લીટીઓની સમજુતી કરોઃ—

(क) લાંબી વિગત કરે વિખ્યાત.

(ख) અમૂલ્યનું મૂલ લગાર લેશે.

(ग) નણદી શું મત્સર આવડો.

(घ) હશે મુંજી કે મારતો ભૂમિ ભારે.

૨. નીચેમાંના કોઈ એક પાઠનો સાર દશબાર લીટીમાં લખોઃ—

ચાંપાનેરનું વર્ણન, મૃગજળ, પ્રમાણિકપણાનો બદલો.

૪. નીચેના વાકયનું પદચ્છેદ કરોઃ—

તે ક્ષણે કુંવર શહેર છોડી ગયો.

# સને ૧૯૨૬

## ( ગવર્નમેન્ટ )

૧. ભોજરાજા કોણ હતો અને તેના વિષે તમારી ચોપડીમાં શી વાત લખી છે?

૨. દરેક માણસને ખોરાકની જરૂર છે કે નહિ? અને શા માટે?

૩. શરીરમાં લોહી શી રીતે ફરે છે અને તે કયાં સ્વચ્છ થાય છે?

૪. “ વિચારીને બોલવા” વિષેની કવિતાનો સાર તમારા શબ્દોમાં લખો.

૫. નીચેના વાક્યમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરો:—

તે તો ફંડી પોતાના શેઠને તરત જઇ આપી આવ્યો.

૬. નીચે આપેલાં વાકયો અને લીટીઓ સમજાવો:—

(૧) દરરોજ હરિફાઇથી કામ કરો અને અદેખાઇનું મોં બાળો.

(૨) આખર અવસ્થાએ પહોંચેલા માણસોને તે ધર્મનો બોધ કરીને દિલાસો આપતો.

(૩) હશે તે કદાપિ બહુ લક્ષ્મીવાળો,
વડો વૈભવી રાજવી ને રૂપાળો;
તથાપિ ન તેને વિવેકી વખાણે,
ભરે પેટ તે કાગ કીડા પ્રમાણે.

(૪) વાંકું બોલી સામું ન ભાળે.

# સને ૧૯૨૭

૧. રામચંદ્રજી, નારદ, વિલ્બરફોર્સ, પન્ના અને ભીમસિંહ એ પાંચ-માંથી ગમે તે ત્રણની ટુંકી પિછાન આપો. (તે કોણ હતા અને તેમને વિષે શું જાણો છો એ ટુંકામાં લખવું.)

૨. મુશ્કેલી આવી પડે તો મુંઝાઇ ન જતાં, બુદ્ધિ વાપરી અને હિંમ્મત બતાવી રસ્તો કાઢવો જોઇએ; એ શિખામણ પ્રમાણે વર્ત્યા હોય તેવી કોઇ વાત તમે ચોથી ચોપડીમાં શીખ્યા છો? એવા જે જે દાખલા તમે વાંચ્યા હોય તેની હકીકત ટુંકામાં લખો.

૩. લોભીઆની વાત, દરવેશ અને લુંટારો, અને ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો જયાનંદ, એ ત્રણમાંથી ગમે તે એકની વાત ટુંકામાં લખો.

૪. ખલેલ, પાગળ, ખીજમતદાર, તૃપ્તિ, અદાવત, વનવેશ, ધરી, નિભાવ કરવા, પાપી એ શબ્દોના અર્થ લખો.

૫. નાના ભાઇની માંદગીને લીધે તમારે બહારગામ જવું પડે છે એટલે એક મહિનો નિશાળમાં નહિ અવાય એવા અર્થનો એક કાગળ તમારી શાળાના મુખ્ય શિક્ષક ઉપર લખો.

૬. નીચેની કડીઓ તથા વાકયો આગળ પાછળનો સંબંધ બતાવી સંપૂર્ણ રીતે સમજાવો:—

૧ હસતે મુખ રસ્તામાં વેર્યાં, ફુલ નસીબે ગુલાબ કેરાં;
નીચા નમી વીણીશું ક્યારે? આજ આજ ભાઇ અત્યારે.

૨ વિદેશે વસીને ઘણો કાળ ગાળી,
સ્વદેશે ગયો જે ભલો ભાગ્યશાળી;
વિયોગી સગાં ભૂમિને ભેટી ભાવે,
કહો કોણને હર્ષનાં આંસુ નાવે?

૩ ભલો બુરો તોપ તણો ભડાકો, હવા વિષે હોય જતો હડાકો;
કહો તમે કેમ શકાય તાણી, વિચારીને યાર ઉચાર વાણી.

૪ આખા બ્રહ્માંડને ચલાવનારી આ મોટી અને અનંત સત્તાને આપણે પરમેશ્વર કહીએ છીએ.

૫ છગન હવે દુકાનમાં કરતાહરતા થયો અને એના પ્રમાણિકપણાથી શેઠની શાખ વધી.

૬ નજરનો અથવા પડછાયા કે ઓળાનો વહેમ ખોટોજ છે.

## સને ૧૯૨૭

### ( ગવર્નમેન્ટ. )

૧. પ્રતાપ રાણો કોણ હતો અને તેના વિષે તમારી ચોપડીમાં શી વાત લખી છે?

૨. મચ્છર કેવી જગામાં પેદા થાય છે અને માણસને કેવી રીતે હેરાન કરે છે? તે હેરાનગતીમાંથી બચવાના શું ઉપાય લેશો?

૩. આપણે ખોરાક શા માટે લઈએ છીએ તથા તે કેવી રીતે પાચન થાય છે?

૪. સુખદુઃખ મનમાં ન લાવવા વિષેની કવિતાનો સાર તમારા શબ્દમાં લખો.

૫. નીચેના વાક્યમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—
રાતવાસો બીજી જગાએ રહેવાને તે ત્યાંથી ચાલતો થયો.

૬. નીચેનાં વાક્યો અને લીટીઓ સમજાવોઃ—

૧ તેણે મીઠું મરચું ભભરાવી વર્ણન કર્યું.

૨ મુખેથી રે માનવી વેણ મૂક્યું,
ફરીથી તેં તે ન ગળાય થૂંક્યું,

૩ વિમાસશો એવી હશે જ હાણી,
વિચારીને યાર ઉચાર વાણી.

૪ શ્રોતાનાં હૃદય પીગળીને આંસુધારા વહે છે.

૫ વાછરડો ખીલાને જોરે જ કૂદે.

# સને ૧૯૨૮

૧. [ક] નીચે આપેલી ત્રણ કડીઓમાંથી ગમે તે બેની સમજુતી આપોઃ—

[૧] ધન ધીરીને આબરુ રાખી,
તે દુઃખીઓ થાતો ધન પાખી;
પાછું જઇ ધન દેવું ક્યારે,
આજ આજ ભાઇ અત્યારે.

[૨] વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ;
ભાર તોલ તો જનભલા, રાખે દલપતરામ.

[૩] ધન પંખી ને ધન તે વન,
નિશદિન નીરખે ધ્રુવનું તન;
સફળ હવો તારો સંસાર,
કુળ એકોતર તારણહાર.

[ખ] નીચે આપેલાં ત્રણ વાક્યોમાંથી ગમે તે એક બરાબર સમજાવો:—

[૧] તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો દરરોજ હરિફાઇથી કામ કરો અને અદેખાઇનું મોં બાળો.

[૨] ભટજી ફુલાયા કે મારી વાણીમાં રસ તો ખરો, કે શ્રોતાનાં હૃદય પીગળીને આંસુધારા વહે છે.

[૩] આખર અવસ્થાએ પહોંચેલા માણસોને તે ધર્મનો બોધ કરીને દિલાસો આપતો.

૨. પ્રમાણિકપણું, ઠગાઇ, ઋતુઓ અને પ્રતાપ રાણો એ ચારમાંથી ગમે તે એક વિષે જે જાણતા હો તે લખો.

૩. નીચે આપેલા શબ્દોના અર્થ બરાબર સમજાવો. એકથી વધારે ભાગ પડતા હોય તેવા શબ્દના ભાગ જૂદા બતાવો અને દરેક ભાગનો અર્થ પણ આપો:—

નૌકાશાસ્ત્ર, પુરાતન, પક્ષપાત, વિજોગ, મરોડદાર, ફરમાન, મંછા.

૪. નીચે આપેલા વાક્યમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—
એ શહેર આગળ આવીને તેણે કિલ્લાની દિવાલ પાસે મુકામ કર્યો.

## સને ૧૯૨૯

૧. નીચેની લીટીઓ અને વાક્યો સમજાવોઃ—

(૧) મને કાંઈ પણ ઉદ્યમે લગાડશો તો હું તથા મારી મા આપનો જીંદગી પર્યંત આભાર ભૂલીશું નહિ.

(૨) ઝીણો વિચાર કરશો, તો તમને સઘળુંજ અદ્ભૂત લાગશે.

(૩) હું તો એકલ દોકલ છું.

(૪) મુખેથી રે માનવી વેણ મૂક્યું,
ફરીથી તેં તે ન ગળાય થૂંક્યું;
વિમાસશો એવી હશે જ હાણી,
વિચારીને યાર ઉચાર વાણી.

(૫) માગ્યા મેહ વરસે તમ દેશ,
ભક્તિ રૂપ તમારો વેષ.

(૬) એ વિચારી હરિને ભજો, તે સાય'જ કરશે,
જુઓ આગે સાય ધણી કરી, તેથી અર્થ જ સરશે.

૨. નીચેનાં વાક્યો ક્યાં ક્યાં કેવા સંજોગો વચ્ચે લખાયાં છે, એ જણાવી, તે પ્રસંગની ટુંકમાં હકીકત લખોઃ—

(૧) આ ઉપરથી તેનો સ્વભાવ શાંત છે એવું અનુમાન થયું.

(૨) દરવેશનું ફરમાન માથે ચઢાવી, લુંટારાએ પોતાની વર્તણુંક બદલી નાખી.

(૩) માટે બેન, તારે પરમેશ્વરને દોષ દેવો ન જોઇએ.

૩. નીચે આપેલા વાક્યમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

દરેક માણુસ પોતાના ભાગનું કામ કરીને બીજાની ઓછી વત્તી ગરજ સારે છે.

૪. નીચે આપેલા શબ્દો વગેરેના અર્થ સમજાવોઃ—

સફર, મમતી, ભૂધર, કાબેલ, રવાદારગી, દરવેશ, ઈલિમ, હળદર ફિટાડવું, ફાંદામાં ફસવું, નજર બાંધવી.

૫. નીચેના શબ્દોના અર્થ બતાવી દરેકનો વાક્યમાં ઉપયોગ કરી બતાવોઃ—

ભાવ, પ્રયોગ, કલંક, તાલ, માન્ય રાખવી.

૬. છોકરાંઓએ માબાપની, અને નોકરોએ શેઠની સેવા કરવામાં કેવી કેવી કાળજી રાખવી જોઇએ એ લખો.

## સને ૧૯૩૦

૧. નીચેની લીટીઓનો સાર સમજાવોઃ—

૧. સ્વદેશી વડો દેશીનાં દુઃખ ટાળે,
હજારો જનોને સદા જેહ પાળે;
વળી લોકકલ્યાણમાં લાભ લેખે,
પુરા પ્રેમથી કોણ તેને ન પેખે?

૨. રાવણ સરીખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુટાણી.
સુખ દુઃખ મનમાં ન આણીએ.

૩. છરા તણે છેદ ઉપાય સૂઝે,
કુવાક્યનો કાપ કદી ન રુઝે;
ન કાચની કોડી મટે જ કાણી,
વિચારીને યાર ઉચાર વાણી.

૪. ગુસ્સો ગાળો ચિંતા ચટપટી,
એની મેળે આવે અટપટી;
તે ક્યારે મનમાં જઇ મ્હાલે?
કાલે, કાલે, ભાઇ, કાલે.

૨. નીચેનાં વાકયો, સંબંધ જણાવી સ્પષ્ટ સમજાવોઃ—

૧. એ સાંભળી રાજા મૂર્છા ખાઈ ભોંયપર પડયા.

૨. આ સાંભળીને પાદશાહ તો સડ થઇ ગયો.

૩. નાસ્તે ઘોડે દોડતા શિકારને બાણ મારવામાં એની ચોટ ભાગ્યેજ ખાલી ગઇ હશે.

૪. એ સાંભળીને માઠું ન લગાડતાં પાદશાહ સામો પ્રસન્ન થયો, અને તેણે દેશાઇને તેનું વતન કાયમ કરી આપ્યું.

૩. નીચેના પ્રશ્નોના જવાબ બરાબર સમજાય એમ સ્પષ્ટતાથી લખોઃ–

૧. ખરો હિમ્મતવાન, દયાળુ ને પરોપકારી માણસ કોને ગણવો?

૨. 'બેટા, તારી પાસે જે ત્રણ બોજા છે તે દૂર ન થાય ત્યાં સુધી તારૂં કલ્યાણ થવાનું નથી.' એ ત્રણ બોજા ક્યા?

૩. અફીણના વ્યસનથી આપણે શામાટે દૂર રહેવું જોઇએ?

૪. જયાનંદનાં વખાણ મહેતાજીએ શા માટે કર્યાં?

૪. નીચેનાં વાકયોમાં લીટીવાળી ખાલી જગ્યાએ યોગ્ય શબ્દ મૂકી વાક્ય પુરાં કરોઃ—

૧. પ્રજાનું સુખ એજ રાજાનો——છે.

૨. હૃદયના ડાબા ખાનામાં——લોહી ભેગું થાય છે.

૩. જેમ મહારાણી વિકટોરિઆ 'ભલાં વિકટોરીઆ' તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ થયાં છે, તેમ મહારાજા એડવર્ડ '——' તરીકે જગજાહેર થયા છે.

૪. આ રીતે ત્રિભુવનના કામની બરાબરી કરતાં રૂસ્તમજી
સુધર્યો, અને———થી પ્રાણજીવન બગડયો.

૫. નીચેનાં વાકયમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરો. (સંપૂર્ણ પદચ્છેદ હશે તોજ પુરા ગુણ (માર્ક) ગણાશે, નહિંતર પ્રમાણમાં ઓછા ગણાશે.)

તે પાડોશી પેલી બાઈના મનનું સમાધાન થયેલું જોઇ દીલમાં રાજી થઇ પોતાને ઘેર ગયો.

૬. ૧. નીચેના શબ્દોના અર્થ સમજાવી, તેનો ઉપયોગ કરી વાક્ય બનાવો:—

સૈકો. ગેરહાજર. ખપ. રદ કર્યો.

૨. નીચેના શબ્દોના જુદા જુદા ભાગ બતાવી, તે તે ભાગના તથા આખા શબ્દના અર્થ લખો:—

વનવેશ, વિશ્વાસઘાત, ક્ષેમકુશળ, જ્વાળામુખી, અતિવૃષ્ટિ, બેશુદ્ધ.

## સને ૧૯૩૧

૧. નીચેની લીટીઓનો સાર સમજાવો:—

(ક) ધન ધીરીને આબરૂ રાખી,
તે દુ:ખીઓ થાતો ધન પાખી;
પાછું જઈ ધન દેવું ક્યારે ?
આજ, આજ, ભાઇ અત્યારે.

(ખ) મૂઢ મતિ મેં અતિ કરી, બાળક ગયો વન પરવરી;
એવો મેં કીધો અપરાધ, મંદ મતિ મેં દુભવ્યો સાધ.

(ગ) પ્રજા જુઓ પોપટ ઘેર પાળે, સુખે સૂઇ ક્ષુદ્ર શકે ન માળે;
ઉચ્ચારનું કારણ એજ જાણી, વિચારીને યાર, ઉચાર વાણી.

૨. નીચેનાં વાક્યો સંબંધ જણાવી સ્પષ્ટ સમજાવોઃ—

(ક) આટલું બોલી રાજકુમાર ભીમસિંગ તેજ ક્ષણે પોતાના માણસોને સાથે લઇને શહેર બહાર નીકળી ગયો.

(ખ) તેણે તેજ વખતે પોતાની તરવાર પન્નાના દીકરા ઉપર ચલાવી.

(ગ) આ જગાના સંબંધમાં ખરો વિચાર કરવાથી એવું જણાય છે, કે જૂના એમાંથી જાય છે ને નવા આવીને રહે છે.

૩. નીચેના પ્રશ્નોના જવાબ સ્પષ્ટતાથી લખોઃ—

(ક) આપણા ખોરાકમાં કઇ ચીજ શ્રેષ્ઠ છે અને તે શા માટે?

(ખ) બે ભાઇઓ પૈકી કોને તમે વખાણુશો ?
(તમારા જવાબના ટેકામાં તેનાં કારણો આપો.)

(ગ) અકબર પાદશાહ નગરચર્ચા જોવા નીકળ્યા તે વખતે પુરાણી કથા વાંચી રહ્યા પછી ડોસીની આંખમાં આંસુ કેમ ભરાઇ આવ્યાં તે તમારા શબ્દોમાં લખો.

૪. નીચેનાં વિશેષણોનાં નામ બનાવી તેનો વાક્યમાં ઉપયોગ કરી બતાવોઃ—

હિંમતવાન, હિતેચ્છુ, પરોપકારી, વિનોદી, બેઅદબ.

૫. નીચેનાં વાકયોમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ-
(સંપૂર્ણ પદચ્છેદ હશે તોજ પૂરા ગુણ–માર્ક–ગણાશે.)

દિલ્હીના અકબર પાદશાહ પાસે બીરબલ નામે એક ચતુર પ્રધાન હતો.

૬. સ્વદેશપ્રીતિની કવિતા તમે શીખ્યા છો તેનો ટુંક સાર તમારા શબ્દોમાં લખો.

# ૯. ભાષા—( સપ્લીમેન્ટરી. )

## સને ૧૯૨૮

૧. નીચેની લીટીઓ સંબંધ સાથે સમજાવોઃ—

क. ધન ધીરીને આબરૂ રાખી,
તે દુઃખીઓ થાતો ધન પાખી;
પાછું જઈ ધન દેવું ક્યારે ?
આજ આજ ભાઈ અત્યારે.

ख. નારદ કહે નરપતિ સૂણો, તું પૃથ્વીપતિ રાય;
શું રે દુઃખ છે એવડું, જે હૈડે શ્વાસ ન માય.

ग. દરવેશનું ફરમાન માથે ચઢાવી લુટારાએ પોતાની વર્તણૂક બદલી નાખી.

घ. પન્ના તે ખરેખર એક પન્નું કે હીરો જ હતી; કેમકે નોકર તરીકે તેણે ફરજ બજાવવામાં હદ વાળી હતી.

૨. ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરા જયાનંદની વાત ટુંકામાં લખો.

૩. પ્રમાણિકપણાનો બદલો જગમોહનને કેવી રીતે મળ્યો તે લખો.

૪. નીચેના વાકયમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—
આથી મીઆંનો મિજાજ ગયો, અને તેણે એક બે ચાબુક લગાવી.

૫. આજ અને કાલની કવિતા ઉપરથી તમે શું શાખ્યા તે સમજાવો.

૬. હરિફાઇથી રૂસ્તમ સુધર્યો, અને અદેખાઈથી પ્રાણજીવન કેમ બગડયો તે ટુંકામાં લખો.

# સને ૧૯૨૯

૧. નીચેની લીટીઓ અને વાક્યો સમજાવોઃ—

(૧) તે બતાવીને આસપાસના લોકોને સમજાવે છે કે દરદીને કોઈએ મૂઠ મારી છે કે જબરી ઝોડ ઝપટ લાગી છે.

(૨) નોકર તરીકે તેણે પોતાની ફરજ બજાવવામાં હદ વાળી હતી.

(૩) આ હુકમ સિપાઇઓએ દઢ મનથી કંઇ પણ બડબડાટ કર્યા વગર ઉઠાવ્યો.

(૪) પ્રજા જુઓ પોપટ ઘેર પાળે,
સુખે સૂઈ ઘૂડ શકે ન માળે;
ઉચ્ચારનું કારણ એજ જાણી,
વિચારીને ચાર ઉચ્ચાર વાણી.

(૫) ધન ધીરીને આબરૂ રાખી,
તે દુઃખીઓ થાતો ધન પાખી;
પાછું જઈ ધન દેવું ક્યારે ?
આજ આજ ભાઇ અત્યારે.

(૬) નારદે વચન કહ્યાં સધીર,
નરપતિ નયણે વહે અતિ નીર.

૨. નીચેનાં વાક્યો ક્યા પ્રસંગે અને શા માટે લખાયાં છે એ જણાવી તે વાક્યો બરાબર સમજાય તેમ આગળ પાછળનો સંબંધ આપોઃ—

(૧) ત્યાંથી તરીને હોડીઓ ઉપર ચઢી તેમાં બેઠેલાં બૈરાં છોકરાંનો જાન જોખમમાં નાખવાનું સાહસ પણ તેમણે કર્યું નહિ.

(૨) દરેક માણસ પોતાના ભાગનું કામ કરીને બીજાની ઓછીવત્તી ગરજ સારે છે.

(૩) હરિફાઇથી કામ કરો, અને અદેખાઈનું મોં બાળો.

૩. નીચે આપેલા વાકયમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—
એ સાંભળીને માઠું ન લગાડતાં પાદશાહ સામો પ્રસન્ન થયો.

૪. નીચે આપેલા શબ્દો અને શબ્દસમુદાયોના અર્થ લખોઃ—
પાદરી, લોચન, બહાનાં કાઢવાં, કીર્તિસ્તંભ, અનુમાન કરવું, સંતાન, દરવેશ, લોબાન, કમાન, જળચર પ્રાણી.

૫. નીચેના શબ્દો અને શબ્દ સમુદાયોના અર્થ આપી તેને વાકયમાં વાપરી બતાવોઃ—
કાયમ, પાગળ, ગરજ સારવી, કબજામાં રાખવું, વિસાત.

૬. તમે પહેલી વારની પરીક્ષા વખતે ગેરહાજર હતા તેનું કારણ જણાવી તમારી પરીક્ષા બીજી વાર લેવાય છે તે હકીકત તમારા મિત્રને બહારગામ કાગળ લખી જણાવો.

## સને ૧૯૩૦

૧. નીચેની લીટીઓનો સાર સમજાવોઃ—

**क.** ધન ધીરીને આબરૂ રાખી,
તે દુઃખીઓ થાતો ધન પાખી;
પાછું જઇ ધન દેવું કયારે ?
આજ આજ ભાઇ અત્યારે.

**ख.** સુવાકયથી વિશ્વ બધું વખાણે
કુવાકયથી કીર્તિ જનો ન જાણે
પડે ચડે જીભ. વડે જ પ્રાણી
વિચારીને યાર ઉચ્ચાર વાણી.

૨. નીચેનાં વાકયો સંબંધ આપી સમજાવો:—

क. કાલે કેવો દી દેખશું, તે દીનોનાથ જાણે.

ख. હું તો એકલદોકલ છું, નથી બૈરી કે નથી છોકરાં છૈયાં. હું મરીશ તો કંઇ ચિંતા જેવું નથી.

ग. પન્ના તે ખરેખર એક પન્નું કે હીરો જ હતી.

घ. એની છાપ તમારા ઉપર પડયા વિના રહેશે જ નહિ.

૩. નીચેના પ્રશ્નોના બરાબર જવાબ આપો:—

क. બીજાની ખોડ જોઇ તેની મશ્કરી કેમ ન કરવી?

ख. ધર્મશાળામાં અને રાજવાડામાં શો ભેદ છે?

ग. ભામાશાએ પોતાના દેશ માટે શું કર્યું હતું?

૪. નીચેના વાકયનું પદચ્છેદ કરો:—

તેની ચાલ જોઇ બીજાઓ ચાલે, તો નિશાળમાંથી કજીઓ નાશ પામે.

૫. નીચેના શબ્દોના અર્થ સમજાવી તેનો ઉપયોગ કરી વાકય બનાવો:

ધાક, નિર્દોષ, રવાદારગી, સારવાર, ફરમાન, ભેદ, સાખ.

૬. નીચેના શબ્દોના જુદા જુદા ભાગ બતાવી તે તે ભાગના તથા આખા શબ્દના અર્થ લખો:—

દગાજનક, બંધુધર્મ, જન્માષ્ટમી, વ્યાઘ્રચર્મ, નૌકાશાસ્ત્ર, પ્રતિદિન, શરણાગત, કીર્તિસ્તંભ.

## સને ૧૯૩૧

૧. નીચેની લીટીઓનો સાર સમજાવો:—

(ક) વિદેશે વસીને ઘણો કાળ ગાળી;
સ્વદેશે ગયો ને ભલો ભાગ્યશાળી;
વિયોગી સગાં, ભૂમિને ભેટી ભાવે,
કહો, કોણને હર્ષનાં આંસુ નાવે?

(ખ) સુવાક્યથી વિશ્વ બધું વખાણે
કુવાક્યથી કીર્તિ જનો ન જાણે;
પડે, ચડે જીભ વડે જ પ્રાણી
વિચારીને યાર ઉચ્ચાર વાણી.

(ગ) સર્વ કોઇને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈંને સ્વામી.

૨. જરૂર જણાય ત્યાં આગળ પાછળનો સંબંધ જણાવી નીચેનાં વાક્યો સમજાવો:—

(ક) જુઓ આ સ્વામિભક્તિનું સરસ ઉદાહરણ. જેની પાસે આવા નીમકહલાલ માણસો હોય તેના ઉપર જીત મેળવવાની આશા ફોકટ છે.

(ખ) આ દયાજનક શબ્દોથી પણ વનવીરનું હૃદય પીગળ્યું નહિ.

(ગ) સિંહણનું દૂધ ધાવેલાને વરસ, માસ કે દિવસનું વય ગણવાની જરૂર નથી.

૩. લોભીયાની વાત, પન્નાની રાજસેવા, દરવેશ અને લુંટારો અને ખરૂં કામ કરવાની છાતી ચલાવનાર છોકરો જયાનંદ—એ ચારમાંથી ગમે તે એકની વાત તમારી ભાષામાં ટુંકામાં લખો.

૪. નીચે આપેલ શબ્દોનો વાક્યમાં ઉપયોગ કરો અને અર્થ સમજાવો:—

અવલોકન, વટાવ, બંધુધર્મ, શ્રોતા, બેઅદબી, વિજોગ અને મરોડદાર.

૫. નીચેનાં વાક્યોમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરો:—

સીતાજીનો આગ્રહ જોઇ કૌશલ્યાએ તેને પણ આશીર્વાદ દઇ રજા આપી.

૬. તમારી ભાષામાં ટુંકામાં સ્પષ્ટતાથી લખોઃ—
(ક) ભલામણપત્ર વગરનો ઉમેદવાર યોગ્ય મહેતો નીવડશે એમ શેઠને શા ઉપરથી ખાત્રી થઇ ?
(ખ) 'જગતમાં કોઇ એવી સત્તા ચાલે છે કે જેના મોં આગળ આપણે કાંઇ વિસાતમાં નથી.' તે સત્તા કઇ ? તે સર્વશક્તિમાન છે તે સમજાવવા દાખલા આપો.

---

## ૧૦. શ્રુતલેખન (છોકરાઓ માટે)

### સને ૧૯૨૮

પાઠ–૨૨ મો, પેરેગ્રાફ–૨ જો, લીટી ૪

એવામાં એક દહાડો ........... અનાજ ભરાવ્યું.

### સને ૧૯૨૯

પાઠ–૨૭ મો, પેરેગ્રાફ છેલ્લો, લીટી ૪

દિલ્હીની ગાદી તમને જે ........... કાયમ કરી આપ્યું.

### સને ૧૯૩૦

પાઠ–૨૩ મો, પેરેગ્રાફ ૪ થો, લીટી ૪

બીજે દિવસે સવારમાં ........... આ દશા થઇ છે.

### સને ૧૯૩૧

પાઠ–૩૫ મો, પેરેગ્રાફ ૪ થો, લીટી ૪.

આઠ દહાડા વીત્યા બાદ ........... ખડકી હતી ત્યાં ગયા.

### સપ્લીમેન્ટરી પરીક્ષા

### સને ૧૯૩૧

પાઠ–૨૨ મો, પેરેગ્રાફ છેલ્લો, લીટી ૪

હવે એવું બન્યું, કે આ ........... તેને ઉચકી લીધો.

# ૧૧. ભાષા. (કન્યાઓ માટે)

## સને ૧૯૨૭

૧. નીચેનાં વાક્યો સમજાવો:—

(क) સામાની શત્રુવટ આપણને બળાપો કરાવે છે.

(ख) તું સ્વાર્થીમાં ખપ્યો અને તારી બેન પરગજુમાં ગણાઇ.

(ग) ધર્મનો બહારથી ઢોંગ કરવો અને પેટમાં પાળી રાખવી એ બહુ ખોટું છે.

(घ) મહેતાએ ભણીને શું અજવાળું કર્યું?

૨. નીચેની લીટીઓની સમજુતી આપો:—

(क) થઇ નિર્મળ રંગની રેલડી રે<br>હવે લ્હાણી લાહીએ.

(ख) પુરૂં હોય પોત ન પ્રકાશે,<br>કદી હદ પાર નહિ જાશે.

(ग) નીકા નિકારી જળથી ભરાઇ,<br>જાતું સરોથી જળ ઉભરાઇ.

(घ) હળવે હળવે તુજ જડ જામે,<br>પછી તો વિસ્તાર પુરો પામે,<br>દીઠી રોગ સમી દલપતરામે,<br>ઓ આળસડી, શા માટે તું બંધિવાન બનાવે?

૩. નીચેના વાક્યનું પદચ્છેદ કરો:—

ચૌદમે દહાડે તેનો તાવ ઉતર્યો.

૪. નીચેમાંના કોઇ એક પાઠનો સાર દશ બાર લીટીમાં લખો:—

રૂપસુંદરી, વાઘભક્ત, સીતા, ઘરેણાં પહેરીને રસળતી છોડી જમના.

૫. (क) રાંધવાની જૂદી જૂદી રીતો ગણાવી, તે પ્રમાણે કઈ કઈ ચીજો રંધાય છે તે લખો.

(ख) ચાર જણ માટે ચા તૈયાર કરવા માટે તમારે કઇ કઇ ચીજો કેટલી જોઇએ, તે લખી સર્વ જાતની તૈયારી કેમ કરશો તથા શી શી સંભાળ રાખશો તે જણાવો.

(ग) શરીરની અને ઘરની સ્વચ્છતા માટે કઇ કઇ બાબતની કાળજી રાખશો તે જણાવો.

## સને ૧૯૨૮

૧. વીજીને તેની ભાભી વિજયાએ કેમ સુધારી તે સઘળી હકીકત ટુંકામાં તમારા શબ્દોમાં લખો.

૨. નીચેની લીટીઓ અને વાકયો સંબંધ સાથે સમજાવો:—

(ક) તું દરિદ્રતા દેનારી છે, કાયાને અવગુણકારી છે;
તું નિશ્ચે બહુ જ નઠારી છે, ઓ આળસડી ૦

(ખ) તે દહાડાની હું અપવાસણ, એકે કર્યું ના આહાર;
તમારે કાજે મેં રાખ્યાં, સંઘરી તે સાર.

(ગ) એમ કહી સાધુએ હાથમાં માળા લીધી, અને મુનિવ્રત ધારણ કર્યું.

(ઘ) બાઈ સંતોષી તે સદા સુખી, એ મંત્ર તું હંમેશાં સંભાર્યા કરજે એટલે તને દુઃખ થવાનું નથી.

૩. નીચેના વાકયમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરો:—
ઘરનાં માણસોને તથા જે આવે તેમને તે સારો બોધ કરતા.

૪. આજ અને કાલની કવિતા પરથી તમે શું શીખ્યાં તે તમારા શબ્દોમાં લખો.

૫. નીચેના શબ્દોના અર્થ આપી, દરેકનો વાક્યમાં ઉપયોગ કરી બતાવોઃ
જર, સ્વાર્થી, પસ્તાવો, નયન, ખેદ.

૬. (ક) માખણ અને માવો શેમાંથી બને અને તે કેવી રીતે તે લખો.
(ખ) રેશમ અને રેશમી કાપડ વિષે તમે જે જાણતાં હો તે લખો.

૭. હરનારાયણ સ્વાર્થીમાં કેમ ખપ્યો, અને પાર્વતી પરગજુમાં કેમ ગણાઈ તે સમજાવો.

## સને ૧૯૨૯

૧. નીચેની લીટીઓ અને વાક્યો ક્યાં આવ્યાં છે તે જણાવી, આગળ પાછળના સંબંધની નોંધ કરતા જઇ બરાબર સમજાવો—

(क) દુખી દેખીને જે અરે ઉર આણે,
દયાળુ બનીને કરી દાન જાણે,
સુપાત્રે કર્યું દાન તે દાન સારૂં,
થશે હાથ તે સાથ કે'છે જનારૂં.

(ख) ધન ધીરીને આબરૂ રાખી,
તે દુઃખીઓ થાતો ધન પાખી;
પાછું જઈ ધન દેવું ક્યારે?
આજ આજ બાઈ અત્યારે.

(ग) પગલાંના તો વહેમ છે.

(घ) પૈસાદાર ભિખારીની દયા ન ખાય તો ઈશ્વર તેના ઉપર રૂઠે.

(ङ) કોઇથી કંઇ નુકસાન થઈ જાય, તો તે વઢવાથી મિથ્યા થતું નથી.

૨. આળસ માણસને બંદીવાન કેવી રીતે બનાવે છે? એમાંથી કેમ છૂટાય? તમે આળસના બંદીવાન ન બનવા માટે શી શી કાળજી રાખો છો?

૩. વઢકારી પાડોશણને સુધારવા પેલા સાધુએ શું કર્યું, અને બધાને શી શિખામણ આપી તે તમારા શબ્દોમાં બરાબર સમજાવો.

૪. નીચેના શબ્દોના અર્થ આપો અને દરેકનો વાક્યમાં ઉપયોગ કરી બતાવો—

વગોણું. સંકટ. અનંત. વિરહ. છંદ. આય. શેરડા પડયા. વારસ. ચાવેળા. સર્વજ્ઞ.

૫. નીચેના વાક્યમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

મનની દઢતાથી માણસ જે ધારે તે કરી શકે છે.

૬. નીચેની કહેવતો સંપૂર્ણપણે સમજાવોઃ—

૧ સીતાનાં સીત્યાં.

૨ ફરે તે ચરે અને બાંધ્યાં ભૂખે મરે.

૩ દીવો બાળીને કાંત્યું અને પેટ બાળીને સાંચ્યું.

૪ વાંકાચુકા પણ ઘઉંના રોટલા.

---

# સને ૧૯૩૦

૧. નીચેની કવિતાની લીટીઓ સમજાવોઃ—

क. પુરૂં હોય પોત ન પ્રકાશે,
કદી હદપાર નહિ જાશે,
અધુરો ઘડો ઝટ છલકાશે—એની.

ख. સુપાત્રે કર્યું દાન તે દાન સારૂં,
થશે હાથ તે સાંથ કે' છે જનારૂં;

ग. સુજનના સંગનો રંગ લેવો સદા,
દુર્ગુણી દેખીને દૂર ખસવું.

૨. નીચેનાં વાક્યો સંબંધ આપી સમજાવો:—
क. કોઇનો હાથ અડે તો કોઇનો પગ અડે.
ख. કોઈ પોચા કાળજાની સ્ત્રી હોય તો સાપ જોઇનેજ છળી જાય.
ग. ખરા ભાવથી આપેલાં ફૂલ હજાર ગણાં સારાં ગણાવાં જોઇએ.

૩. નીચે લખેલી કહેવતો સમજાવો:—
क. જેવી સોબત તેવી અસર.
ख. સંતોષી તે સદા સુખી.
ग. બાઇ મને તો સીતાનાં વીત્યાં.

૪. નીચેના વાક્યમાંના દરેક શબ્દનું પદચ્છેદ કરો:—
એક વાર વીજીએ છાની રીતે સીંકેથી બરફીનું ચોસલું લીધું.

૫. નીચેના શબ્દોના અર્થ સમજાવો:—
ચાવળી, ઓતાડો, તરાપો, અલૌકિક, ચોભીલી.

૬. સીતા, રૂપસુંદરી, શ્રીદેવી અને રાણકદેવી એ ચારમાંથી કોઇ પણ બે જણની હકીકત ટૂંકામાં લખો.

## સને ૧૯૩૧

૧. નીચેની લીટીઓનો સાર સમજાવો:—

(ક) કુતરૂં કોઇ ગાડા તળે ચાલે,
ફુલાઇ ડગલાં ભરે ફાળે,
બધો ભાર પોતા શિરે ભાળે.

(ખ) ધીરેલાં નાણાં નવ આલે,
વાંકું બોલી સામું ન ભાળે;
ફરયાદી કરવી કહો ક્યારે?
કાલે, કાલે બાઈ કાલે.

(ગ) એવું મેં કદીએ નથી ખાધું, ભાવ ધરી ભોજન;
ઘણા દિવસનો હું ભૂખ્યો છું, પ્રેમે કરૂં પ્રાશન.

૨. નીચેનાં વાક્યો સંબંધ જણાવી સ્પષ્ટ સમજાવોઃ—

(ક) પતિવિયોગના દુઃખની આગળ જંગલનાં દુઃખ કંઇ વિસાતમાં નથી.

(ખ) મહેતાબની બરાબરી તમારાથી ને મારાથી થવાની નથી.

(ગ) જેઓ લડવાનાં બહાનાં ખોળે તેમને લડાઇનું કારણ ન આપવું.

૩. નીચેના પ્રશ્નોના જવાબ સ્પષ્ટતાથી લખોઃ—

(ક) પાર્વતી અને હરનારાયણ એ બેમાંથી તમે કોને વખાણશો અને તે શા માટે?

(ખ) સાધુએ સમજુને વઢકારી બાઈ સંબંધી જે જે કહ્યું તે તમારા શબ્દોમાં લખો.

(ગ) ભાભીએ વીજીને સુધારવાને જે જે પ્રયત્ન કર્યા તે વિષે તમે જે જાણતાં હો તે લખો.

૪. નીચેના વાક્યમાંના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરો. (સંપૂર્ણ પદચ્છેદ હશે તોજ પૂરા ગુણ ગણાશે):—

હવે એક નારંગી લઇ તેમાં એક મોટી સળી આરપાર ઘાલો.

૫. નીચેના શબ્દોના અર્થ સમજાવી, તેનો વાક્યમાં ઉપયોગ કરી બતાવોઃ—

પરમાર્થી, વિરહ, બેદરકાર, વારસ, નિરાધાર.

૬. ગર્વ વિષેની કવિતાનો સાર તમારા શબ્દોમાં લખોઃ—

# ૧૨. ભાષા—(સમ્લીમેંટરી)

## સને ૧૯૩૧

૧. વહેલાં ઉઠવાના લાભ સમજાવો.

૨. મહેતાબ વિષે મરયમ અને ફાતમાના વિચારો તમારા શબ્દોમાં લખો.

૩. નીચેની લીટીઓ સમજાવોઃ—

(ક) બીજાંને તુચ્છપણે બોલે,
ખરૂં રૂપ પોતાનું ખોલે;
ઠરે તેહ તરણાને તોલે.

(ખ) પછી પાવન પાણી પીધું,
સ્વસ્થ થયા રઘુવીર;
સીતાના વિરહે કરીને
નયને વહે છે નીર.

(ગ) સખી રાગ મસ્ત બની ઘેલડી રે
ગુણ ગોવિંદ ગાઇએ.

૪. નીચેનાં વાક્યો સંબંધ આપી સમજાવોઃ—

(ક) મહેતાબની બરાબરી તમારાથી ને મારાથી થવાની નથી.

(ખ) જે વિનાકારણ વઢવા ઉભું થાય તેનાથી દૂર રહેવું.

(ગ) તું સ્વાર્થીમાં ખપ્યો, અને તારી બેન પરગજુમાં ગણાઇ.

૫. નીચેના વાક્યના દરેક શબ્દનું સંપૂર્ણ પદચ્છેદ કરોઃ—

ઘેર ગયા પછી રામનારાયણના મોં આગળ હરનારાયણે પોતાની પોટલી છોડી.

૬. "જેવી સોબત તેવી અસર" એ કહેવત દાખલા આપી સમજાવો.

# ૧૩. શ્રુતલેખન (કન્યાઓ માટે)

## સને ૧૯૨૮

પાઠ ૧૭ મો, પેરેગ્રાફ ૨ જો, લીટી ૪

સાધુને માટે વહેલી......બાયડી અહીં આવશે.

## સને ૧૯૨૯

પાઠ ૨૪ મો, પેરેગ્રાફ ૫ મો, લીટી ૪

એ નિયમો એ જાતના હોય છે......નિયમો ગણાય છે.

## સને ૧૯૩૦

પાઠ ૩૦ મો, પેરેગ્રાફ છેલ્લો, લીટી ૪

બેન, ખરૂં સુખ સંતોષમાં છે......દુઃખ થવાનું નથી.

## સને ૧૯૩૧

પાઠ ૮ મો, પેરેગ્રાફ ૭ મો, લીટી ૪

મહેતીજી—ખરી વાત......જરૂર ખરી કે નહિ ?

## (સપ્લીમેન્ટરી પરીક્ષા.)

## સને ૧૯૩૧

પાઠ ૧૫ મો, ભાગ ૨, પેરેગ્રાફ ૪ થો લીટી ૪

વીજને એક દહાડો......જિતવાનો નથી.

# વિભાગ ૩ જો—મૌખિક પરીક્ષા.

## ૧. ઇતિહાસ.

૧. જાદવાસ્થળી, બુદ્ધધર્મ, રૂદ્રમાળ, મલાવ તળાવ એ વિષે જે જાણતા હો તે ટુંકામાં લખો.

૨. સિદ્ધરાજ જયસિંહ અને વનરાજ ચાવડો, એ બેમાંથી ગમે તે એકના રાજ્ય સંબંધી જાણવા જેવી હકીકત લખો. (ક્યારે ગાદીએ આવ્યા, પછી રાજા તરીકે અને લડવૈયા તરીકે શાં શાં સારાં કામ કે પરાક્રમ કર્યાં, રાજા તરીકે દેશને કેવી સ્થિતિમાં રાખ્યો વગેરે વિષે બને તેટલી માહિતી ટુંકામાં આપવી.)

૩. ગુજરાતનો ઇતિહાસ તમે જેટલો વાંચ્યો છે તેમાંથી તે વખતના લોકોની સંસારની સ્થિતિ, વેપાર, ધંધા રોજગાર વિષે, હુન્નર ઉદ્યોગ વિષે, લોકોની સુખાકારી અને જાનમાલના રક્ષણ વિષે, એમ જુદી જુદી બાબતમાં સ્થિતિ કેવી હતી એ સંબંધે જે જાણતા હો તે લખો.

૪. ન્યાયી યોગરાજ, શ્રીદેવી, ગ્રહરિપુ, લાટદેશ, વિમળશા, બર્બર, જાત્રાવેરો, જગદેવ પરમાર, રાજ અને બીજ એ બધાંની ઓળખાણ ટુંકામાં આપો.

૫. અશોક, મીનળદેવી અને હેમાચાર્ય એ વિષે જે જાણતા હો તે લખો.

૬. વનરાજનો જન્મ, તેનું બાળપણ, રાજ્ય મેળવવા માટે તેણે કરેલા પ્રયત્નો અને તેમાં તેને મળેલી મદદ તથા રાજા થયા પછી તેણે કરેલા કામકાજની હકીકત લખો.

૭. યોગરાજનો ન્યાય, મહમદ ગીજનીની સોમનાથ પર ચઢાઇ, હરપાળ, સહસ્રલિંગ તળાવ એ સંબંધે થોડી માહિતી લખો.

૮. કુમારપાળ, તેનો ધર્મ, રાજ્ય અને તેણે કરેલાં કામો વિગત-વાર જણાવો.

૯. મહાન અશોક વિષે તમે જે જાણતા હો તે લખો.

૧૦. મહમુદ ગીજનીએ કયાં કયાં સ્થળોપર ચઢાઈ કરી હતી તે જણાવો. તેની સામે કોણ કોણ થયું હતું અને તેમાં મહમુદ ગીજનીની જીત થવાનાં કારણો શાં હતાં એ પણ લખો.

૧૧. બર્બર, રાણકદેવી, જસમા ઓડણ, અને જગદેવ પરમાર એ ચારમાંથી ગમે તે બે વિષે જે જાણતા હો તે ટુંકામાં લખો.

૧૨. વનરાજ ચાવડો, મૂળરાજ સોલંકી, સિદ્ધરાજ જયસિંહ એ ત્રણમાંથી ગમે તે એકનાં પરાક્રમો અને રાજકાજનાં કામોની હકીકત લખો.

૧૩. તમે જે ઇતિહાસ શીખ્યા છો તેમાં દારૂના વ્યસનથી પાયમાલી પામ્યા હોય તેવા કોઈ દાખલાઓ તમને યાદ છે? તેવા બે એક દાખલાની ટુંક પિછાન આપો.

૧૪. નીચે પૂછેલી હકીકત બને તેટલી વિગતથી જણાવોઃ—

(૧) અશોક ક્યા વંશનો રાજા હતો?

(૨) એ ક્યાં રાજ્ય કરતો હતો?

(૩) એણે કયો ધર્મ અખત્યાર કીધો હતો?

(૪) એના ધર્મનાં મૂળતત્ત્વો શાં શાં હતાં?

(૫) એનાં લોકોપયોગી કામો જણાવો.

૧૫. નીચેના પ્રશ્નોના જવાબ સંપૂર્ણપણે લખોઃ—

(૧) ભીમે શા કારણસર રાજગાદી છોડવાનું પસંદ કર્યું?

(૨) સિદ્ધરાજે પોતાની માતાના વચન ખાતર શું શું કર્યું હતું?

(૩) કુમારપાળે કાનદેવને શા માટે મારી નખાવ્યો ?

(૪) લીલાદેવીનું લગ્ન 'બીજ' સાથે શા માટે થવાનું હતું ? તેમ નહિ થતાં બીજાને બદલે 'રાજ' સાથે શા માટે થયું ?

(૫) કાકુને શીલાદિત્ય પર શા માટે ક્રોધ ચઢયો ? એ ક્રોધ કાકુએ કેવી રીતે શાંત કર્યો ? તેમ કરવા માટે તમે કાકુ માટે કેવો વિચાર ધરાવો છો ?

૧૬. વનરાજ રાજગાદીએ બેઠો તે આગાઉ એના જન્મ અને ચરિત્રનું વર્ણન આપો.

૧૭. કરણ રાજા વિષે અને મહમુદ ગીઝની વિષે જે જાણતા હો તે લખો.

## (સેકંડરી પરીક્ષાના પ્રશ્નો)

૧૮. જયશિખર ચાવડા વિષે જાણવા જેવી હકીકત લખો.

૧૯ રૂપસુંદરી, વિમળશા, જગદેવ પરમાર, મહારાણી વિકટોરીઆ, એ બધાંની ઓળખાણ ટુંકામાં આપો.

૨૦. મીનળદેવીના રાજકારભાર વિષે તમે જે જાણતા હો તે લખો.

૨૧. કુમારપાળને સંકટમાં મળેલી મદદ, રાજ્યપ્રાપ્તિ, તથા ત્યારબાદ તેણે જે જે સારાં કામ કર્યાં હોય તેની અને તેટલી માહિતી ટુંકામાં આપો.

૨૨. મૂળરાજને ગુજરાતનું રાજ્ય કેવી રીતે મળ્યું ?

૨૩. ભૂવડ અને જયશિખરી વચ્ચેની લડાઇ શા માટે થઇ ? તેનું શું પરિણામ આવ્યું ?

૨૪. યોગરાજ ન્યાયી શા માટે કહેવાય છે ?

૨૫. રૂદ્રમાળ, દેલવાડાનાં દહેરાં, મલાવ તળાવ વિષે જે જાણતા હો તે લખો.

૨૬. મિનળદેવી, જગદેવ પરમાર અને ભીમ બાણાવળી એ ત્રણનાં જીવનચરિત્ર ટુંકામાં લખો.

# (૨) ભૂગોળ.

૧. મુંબાઈ બેટનાં જોવા લાયક પાંચ ઠેકાણાં લખો, તથા તે બોરીબંદર સ્ટેશનની કઈ દિશાએ આવેલાં છે તે લખો.

૨. નદી એટલે શું? હિંદુસ્તાનની પૂર્વ દિશા તરફ વહેનારી નદીઓનાં નામ લખો.

૩. નીચે લખેલાં શહેરો હિંદુસ્તાનના કયા ભાગમાં આવેલાં છે. તથા તે શાને માટે પ્રસિદ્ધ છે? :—

કરાંચી, બનારસ, નાગપુર, ગોવા, અમદાવાદ.

૪. બંદર એટલે શું? મુંબઇ ઇલાકાનાં પ્રખ્યાત બંદરોનાં નામ લખો.

૫. સંસ્થાનની વ્યાખ્યા લખો. મુંબઇ ઇલાકાનાં સંસ્થાનોનાં નામ લખો.

૬. ઢાકા, આગ્રા, શ્રીરંગપટ્ટણ, સુરત અને સીમલા ક્યાં આવેલાં છે? અને તે શાને માટે પ્રખ્યાત છે?

૭. સીકન્દ્રાબાદ, શીકારપુર, સાબરમતી, રત્નાગીરી, હાલા અને ઉતાકામંડ ક્યાં આવેલાં છે?

૮. ટંકશાળ, હાઇકોર્ટ, મરીનલાઇન્સ સ્ટેશન અને ક્રાફર્ડમારકીટ આ જગાઓ ધોબીતળાવની કઇ દિશાએ છે, તે લખો.

૯. સરોવર, સામુદ્રધુની અને ઉપસાગરની વ્યાખ્યા લખો.

૧૦. મુંબઇ ઇલાકામાં કયે કયે ઠેકાણે વરસાદ પુષ્કળ પડે છે તે જણાવો.

૧૧. ઇલાકો એટલે શું? સાતપુડા અને વિંધ્ય પર્વત ક્યાં આવેલા છે તે લખો.

૧૨. મહાલક્ષ્મી, રાણીનો બાગ અને વાલકેશ્વર મુંબઇ બેટની કઈ દિશાએ આવેલાં છે અને શા માટે પ્રખ્યાત છે તે લખો.

૧૩. આબુ, ઈંદોર, પોરબંદર અને કચ્છ એ શું છે, અને ક્યાં છે તે લખો.

૧૪. ભૂશીર, સંયોગીભૂમિ અને દ્વીપકલ્પની વ્યાખ્યા આપો.

૧૫. મુંબઈ ઇલાકાનાં પાંચ બંદરો અને રાજધાની સાથે દેશી રાજ્યોનાં નામ લખો.

૧૬. મહાબળેશ્વર, ઘોઘા, દીવ અને બાણકોટ શું છે? ક્યાં છે?

૧૭. મુંબઇ શહેરમાં પાણી પૂરૂં પાડવામાં આવે છે તે કેવી રીતે અને ક્યાંથી આવે છે? મુંબઇ બેટની કઈ દિશાએ નીચે આપેલી જગા આવેલી છે તે લખો:-

ઍપોલો બંદર, મઝગામ અને કોલાબાની દીવાદાંડી.

૧૮. જીલ્લાનો ઉપરી અધિકારી કોણ હોય છે? મામલતદારની શી શી ફરજો છે અને ઉપર કહેલા અધિકારી સાથે શો સંબંધ છે તે જણાવો.

૧૯. નદી, ખાડી, જળાશય અને દુઆબની વ્યાખ્યા લખો.

૨૦. મુંબઇ ઇલાકાનાં જાણીતાં હવા ખાવાનાં ઠેકાણાં આપો. મુંબઈ શહેરની વસ્તી આશરે કેટલી છે? મુંબઇમાં મુખ્ય ધર્મસ્થળો ક્યાં છે તે લખો. સિંધ પ્રાંતમાં સામાન્ય રીતે કઈ ભાષા બોલાય છે?

૨૧. હિંદુસ્તાનમાં પર્વતો કયા છે અને ક્યાં આવેલા છે તે જણાવો. કાઠીઆવાડનાં મોટાં સંસ્થાનો તથા તેની રાજધાનીનું એકેક શહેર આપો.

૨૨. નીચે લખેલી જગ્યાઓ શું છે, ક્યાં છે અને શાને માટે પ્રખ્યાત છે? :—

માંડવી, પોરબંદર, વેરાવલ, મંચર, અને ધારાપૂરી.

૨૩. બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેમાં કોલાબાથી માટુંગા જતાં વચમાં કયાં કયાં સ્ટેશનો આવે છે તે અનુક્રમે લખો.

૨૪. જી. આઇ. પી. રેલ્વેમાં વિકટોરીઆ ટરમીનસ સ્ટેશનથી માટુંગા જતાં વચમાં કયાં કયાં સ્ટેશનો આવે છે તે અનુક્રમે લખો.

૨૫. ગુજરાત પ્રાંતની રાજધાની, કાઠિયાવાડના પર્વત, કોંકણ પ્રાંતનાં મુખ્ય બંદરો, અને મુંબઈ ઇલાકાનાં હવા ખાવાનાં બે મોટાં સ્થળો આપો.

૨૬. મુંબઈ ઇલાકાના કયા ભાગમાં તંબાકુ, કપાસ, ફટકડી અને એલચી થાય છે? કપાસ માટે કઇ જાતની જમીન જોઇએ?

૨૭. મુંબઈ ઇલાકાનો કારભાર શી રીતે ચાલે છે, તે ટુંકામાં કહો.

૨૮. નીચે લખેલી જગાઓ શું છે? અને તે શાને માટે પ્રખ્યાત છે તે લખો—

નીલગીરી, વુલર, દ્વારકાં, ખૈરપુર, ભૂજ, નાશિક.

૨૯. ભૂશિર એટલે શું? ચોપાટી ઉપર દરિયા તરફ એટલે કે પશ્ચિમ દિશા તરફ મ્હોં રાખી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ કઈ ભૂશિર દેખાશે?

હિંદુસ્થાનની દક્ષિણ દિશાએ કઈ ભૂશિર છે?

૩૦. તળાવ કોને કહેવાય? સરોવરમાં અને તળાવમાં શો ફેર છે? મુંબાઇ બેટમાં આવેલાં મોટાં તળાવનાં નામ લખો, અને હિંદુસ્થાનમાં આવેલાં સરોવરો લખો.

૩૧. હિંદુસ્થાનમાં મોટામાં મોટું શહેર તમે કયું ધારો છો? મોટામાં મોટી નદી કઈ ધારો છો? તે નદીના કાંઠે આવેલાં બે મોટાં શહેરો લખો. હિંદુસ્થાનમાં મોટામાં મોટો પર્વત કયો? તે પર્વતમાંથી નીકળતી નદીઓનાં નામ લખો.

૩૨. હિંદુસ્થાનની મુખ્ય મુખ્ય પેદાશ-કઇ કઇ? અને કયા કયા દેશોમાં થાય તે લખો.

૩૩. ગંગા, મહાબળેશ્વર, નાશિક, સીમલા, ક્રાફર્ડમાર્કેટ, ભોપાળ, જગન્નાથપુરી, ગોવા, તાજમહાલ અને રાજાબાઇ ટાવર એ શું છે ને ક્યાં છે તે લખો તથા તેને વિષે જો કાંઈ જાણવા જેવું તમે જાણતા હો તો તે લખો.

૩૪. ભૂશિર, બેટ તથા બંદર એ શબ્દો સમજાવો તથા મુંબઈ ઇલાકામાં આવેલા ત્રણ મોટા બંદરોનાં નામ લખો.

૩૫. સ્વતંત્ર તથા દેશી રાજ્યમાં શો ભેદ છે? હિંદુસ્તાનમાં સ્વતંત્ર રાજ્યો કયાં કયાં તે લખો.

૩૬. મુંબઇ ઇલાકામાં મુખ્ય રેલ્વે લાઇનો કઇ છે?

નાશીક, સુરત તથા માહીમ જવું હોય તો કયા સ્ટેશનેથી કઇ લાઇનમાં જવું?

૩૭. સીંધમાં સૌથી મોટી નદી કયી છે તથા ત્યાં પાક શી રીતે થાય છે?

૩૮. મુંબઇ ઇલાકામાં આવેલી મોટી નદીઓ તથા ડુંગરોનાં નામ લખો.

૩૯. ભાવનગર, કૃષ્ણા, આગ્રા, બેક બે, સાંભર, ગંગા, રાજકોટ તથા વરલી વિષે જે જાણતા હો તે લખો.

૪૦. નહેર, નદી અને ખાડી એ ત્રણમાં તફાવત શો તે જણાવો, અને તે ત્રણને કાંઠે રહેનારા લોકોને તેથી શા શા ફાયદા કે ગેરફાયદા થાય છે તે જણાવો.

૪૧. મુંબઇ ઇલાકામાં મુખ્ય કઇ કઇ ભાષા બોલાય છે, તે લખો. અને તે તે ભાષા જે જે જીલ્લામાં બોલાતી હોય તે જીલ્લાઓ પૈકી દરેક ભાષા દીઠ ત્રણ જીલ્લાનાં નામ લખો.

૪૨. હિંદુસ્તાનની સરહદ ઉપર આવેલા પર્વતોનાં નામ અને તે પર્વતોથી હિંદુસ્તાનના વેપારને શી અસર થાય છે તે લખો.

૪૩. હિંદુસ્તાનમાં કોલસા, કેરોસીન, ચા અને ગળી એ મુખ્યત્વે કરીને ક્યાં ક્યાં નીપજે છે તે કહો.

૪૪. બેલગામ, અમદાવાદ કે નાગપુર એ ત્રણમાંથી ગમે તે એક ગામથી મુંબઇ આવતાં કઈ રેલગાડીમાં બેસવું જોઇએ? તે રેલગાડીને રસ્તે આવતાં ત્રણ મોટાં સ્ટેશનનાં નામ લખો.

૪૫. અમૃતસર, મહુ, ઢાકા, કાનપુર, મછલીપટ્ટણ, ગોકાક, સિમલા, પ્રયાગ એ ક્યાં છે અને શા માટે પ્રખ્યાત છે તે કહો.

૪૬. ગંગા નદી તથા મુંબાઈ જે જે કારણોને લીધે ઘણાં અગત્યનાં છે તે લખો.

૪૭. મુંબાઈ ઇલાકાની સીમા, તથા રાજકીય વિભાગો લખો. તે દરેક વિભાગનાં બે જાણવા લાયક શહેરો લખો.

૪૮. દરીયા અને પર્વતની પડોશથી દેશનાં હવા પાણી પર કેવી અસર થાય છે તે દાખલા આપી જણાવો.

૪૯. સિંધની પેદાશ, મુંબાઈ ઇલાકાના ઉત્તર વિભાગનાં દેશી રાજ્યો, અને હિંદુસ્તાનની હુન્નર ઉદ્યોગની સ્થિતિ વિષે જે જાણતા હો તે લખો.

૫૦. આગ્રા, જેપુર, કાશી, આબુ, ગીરનાર, ચાંપાનેર, બોરઘાટ, મહાબળેશ્વર, ઇલોરા અને રામેશ્વર ક્યાં છે? તે દરેક વિષે જાણવા લાયક બીના લખો.

૫૧. અખાત અને ઉપસાગર, તથા સરોવર અને તળાવ વચ્ચે શો તફાવત છે તે સંપૂર્ણ રીતે જણાવો.

૫૨. મુંબઈ બેટમાં આવેલા ઉપસાગર તથા તળાવોનાં નામ લખો.

૫૩. હિન્દુસ્તાનમાં ઈલાકા કયા કયા છે ? તેનાં મુખ્ય શહેરનાં નામ લખો, અને તે શહેર શા માટે પ્રખ્યાત છે તે જણાવો.

૫૪. મુંબઈ ઈલાકામાં મુખ્ય મુખ્ય નદીઓ, આગગાડીઓના રસ્તા તથા બંદરો લખો, અને મુંબઈ ઈલાકામાંથી નિકાશ શાની શાની થાય છે તે જણાવો.

૫૫. હૈદરાબાદ, દિલ્હી, નીલગિરિ, હિમાલય, કાવેરી, ઈરાવતી, મારવાડ, આસામ, કન્યાકુમારી, તથા હરદ્વાર એ શું છે, કયાં છે, તથા શાને માટે જાણીતાં છે તે લખો.

૫૬. મુંબઈ શહેરમાંના (૧) બાગબગીચા, (૨) ફરવા જવાનાં સ્થળો, (૩) સંગ્રહસ્થાનો, (૪) દેવસ્થાનો અને (૫) મીલ કે કારખાનાંઓમાંથી ગમે તે એનું વર્ણન કરો.

૫૭. તમને ઉનાળામાં કઇ જગાએ રહેવું ગમે અને શા માટે? મુસાફરી કરવાનું કઈ ઋતુમાં ગમે અને શા માટે?

૫૮. મુંબઈ ઇલાકામાં જૂદી જૂદી ઋતુમાં કયાં કયાં ફળો અને ફૂલો થાય છે તે લખો.

૫૯. મુંબઈ ઇલાકાના મુખ્ય રાજકીય વિભાગો કયા કયા છે? દરેક રાજકીય વિભાગના ઉપરીને શું કહે છે? અને તે અમલદાર કયા કયા શહેરમાં રહે છે તે જણાવો.

૬૦. મુંબઈ ઇલાકામાં લોઢાની કાચી ધાતુ, પત્થર, ફટકડી, ગંધક, અકીક, તથા મૅંગેનીઝ કયા ભાગોમાંથી નીકળે છે અને તેનો શો ઉપયોગ કરવામાં આવે છે તે જણાવો.

૬૧. કોકણ ભાગ શાને કહે છે? એ પ્રદેશમાં વરસાદ વધારે પડે છે અને સિંધમાં થોડો કેમ પડે છે તે કારણ સહિત સમજાવો. દરેક ભાગમાં મુખ્ય પાક શો છે અને શા કારણથી ?

૬૨. રત્નાગિરિ, સાંભર, ગોદાવરી, જગન્નાથપુરી, દેવલાલી, નીલગિરિ, પંઢરપુર, દિલ્હી, અજમેર, રંગુન એ કયાં છે અને શાને માટે જાણીતાં છે તે લખો.

૬૩. ક્રાફર્ડ મારકીટથી દાદર જવું છે તો કઈ કઈ રીતે જવાશે તે લખો.

૬૪. ગોદી શાને કહે છે? મુંબઇમાંની થોડીક ગોદીનાં નામ લખો.

૬૫. એક વહાણ કરાંચીથી રત્નાગિરિ જવા નીકળે છે. તેને રસ્તામાં જે જે અખાત, નદી, બંદર, અને ભૂશિરો આવે તેની ક્રમવાર નોંધ કરો.

૬૬. મુંબઈ ઇલાકામાં હિન્દુ, મુસલમાન, જૈન અને પારસીઓનાં જાત્રાનાં ઠેકાણાં લખો, અને તે ક્યાં આવેલાં છે તે બરાબર સમજાવો.

૬૭. મુંબઈ ઇલાકામાં ખેતીની પેદાશ શી છે તે લખો તથા તે પેદાશ ખાસ કરીને કઈ કઈ જગાએ થાય છે એ વિગતવાર જણાવો.

૬૮. નીલગિરિ, બ્રહ્મપુત્રા, લાહોર, આગ્રા, ઈન્દોર, આબુ, કાવેરી, પુના, સાબરમતી, સોલાપુર એ શું છે, ક્યાં આવેલાં છે અને શાને માટે પ્રખ્યાત છે તે લખો.

૬૯. રાજાબાઈ ટાવર ઉપર ઉભા હોઇએ તો જુદી જુદી દિશાએ જાણવા જોવા લાયક જે બધું નજરે પડે તેની વિગત લખો.

૭૦. 'જીલ્લો' અને 'ઇલાકો' એ બેનો ભેદ સમજાવો. મુંબઈ ઇલાકાના ઉપરી અધિકારી કોણ અને તેમનું નામ શું તે લખો.

૭૧. સિંધુ અને ગંગા નદીઓ ક્યાંથી નીકળે છે? તે દરેક ઉપરનાં બે મુખ્ય શહેરોનાં નામ લખો અને જે ભાગમાં થઇને તેઓ વહે છે તેમને, તેમનાથી શો લાભ છે તે જણાવો.

૭૨. કાઠિયાવાડ શું છે અને ક્યાં છે? મુંબઈથી રત્નાગિરિ જતાં રસ્તે આવતાં પાંચેક અગત્યનાં બંદરનાં નામ આપો.

૭૩. મુંબઈમાંનાં જાણવા લાયક કોઈ પણ ત્રણ સ્થળ ગણાવો, અને તેમનું ટુંકામાં વર્ણન કરો.

૭૪. નીચેનાં શું છે, ક્યાં છે, અને શાને માટે તે પ્રખ્યાત છે તે લખો:—

નાશિક, સિમલા, મહાબળેશ્વર, મલબારહીલ, ભોપાળ, રાજકોટ, કરાંચી, ઉદવાડા, ઉજ્જન અને ગોવા.

૭૫. પર્વતોથી શા શા ફાયદા થાય છે? દાખલા આપી સમજાવો.

૭૬. નીચેના શબ્દોની વ્યાખ્યા આપો:—

સંયોગીભૂમિ, દ્વીપકલ્પ, સામુદ્રધુની, બેટ અને દોઆબ. જવાબ આકૃતિ કાઢી સમજાવો અને દરેકનાં બે નામ આપો.

૭૭. મુંબઈ ઇલાકામાં આવેલાં કોઇ પણ પાંચ દેશી રાજ્યોનાં નામ આપો, અને તે દરેકનું એક મુખ્ય શહેર લખો.

૭૮. બંગાળા, પંજાબ, મધ્યપ્રાંત અને મદ્રાસની મુખ્ય પેદાશનાં નામ આપો.

૭૯. મુંબઈ ઇલાકામાં બોલતી મુખ્ય ભાષાઓ કઇ છે અને તે ક્યાં બોલાય છે?

૮૦. નીચે જણાવેલા પદાર્થો તમારા ઇલાકામાં ક્યાં મળે છે અથવા બનાવવામાં આવે છે તે લખો:—

કાચ, મીઠું, મેંગેનીઝ, દિવાસળી, સાગ, સુખડ, સુતરાઉ કાપડ, તાંબા અને પિત્તળનાં વાસણો.

૮૧. હિમાલયથી હિંદુસ્તાનને અને સિંધુ નદીથી સિંધને શા શા ફાયદા થયા છે તે લખો.

૮૨. એક વહાણ મુંબઈ બંદરેથી ઉપડી કરાંચી જતાં રસ્તામાં ક્યાં ક્યાં બંદરો કરશે? તે દરેક બંદરેથી કઈ કઈ જાતનો માલ બહાર ગામ ચઢે છે તે લખો.

૮૩. નીચેની બાબતો પર નોંધ લખો:—

એલેકઝાન્ડરા ગોદી, ટંકશાળ અને રાણીનો બાગ.

૮૪. નીચેનાં શું છે, ક્યાં છે અને શેને માટે પ્રખ્યાત છે? :—

સુરપાણ, ખારાઘોડા, ડાકોર, ગિરનાર, દેવલાલી,. ઘારાપુરી અને ગેરસપ્પા.

૮૫. બેટ અને દ્વીપકલ્પમાં શો ફેર છે? મુંબઈ બેટ કહેવાય છે કે દ્વીપકલ્પ? અને શા માટે? મુંબઈમાં પીવાનું પાણી ક્યાંથી આવે છે?

૮૬. ઇલાકો એટલે શું? ઇલાકાના કયા કયા વિભાગો અને પેટા વિભાગો છે? અને તે દરેક કયા કયા અમલદારોની સત્તા નીચે છે?

૮૭. નર્મદા, તાપી અને ગોદાવરી ક્યાંથી નીકળે છે, અને ક્યાં થઇને વહે છે? તેમાંથી દરેક પરનાં બે મોટાં શહેરનાં નામ લખો અને તે શા માટે પ્રખ્યાત છે તે પણ જણાવો.

૮૮. મલબારહીલ, રાજાબાઇ ટાવર, ટાઉન હૉલ અને તાજમહેલ હોટલ વિષે જે જાણતા હો તે લખો.

૮૯. નીચે લખેલાં શું છે? ક્યાં છે અને શા માટે પ્રખ્યાત છે?

અમદાવાદ, સોમનાથ, આબુ, દમણ, કપડવંજ, મહાબલેશ્વર, બીજાપુર અને કોલ્હાપુર.

૯૦. ભૂશિર અને અખાત શાને કહેવાય એ સમજાવો. હિંદુસ્તાનમાં આવેલાં ભૂશિર અને અખાતનાં નામ લખો, અને તે ક્યાં ક્યાં છે એ જણાવો.

૯૧. હમણાં હિંદુસ્તાનની રાજધાનીનું શહેર કયું છે? મુંબઇથી તે શહેર જવું હોય તો કઈ કઈ રેલગાડીને રસ્તે જવાય? તે દરેક રેલગાડીના રસ્તામાં આવતાં બે મોટાં શહેરનાં નામ લખો.

૯૨. ગંગા, માથેરાન, વડોદરા, કાશ્મીર, તાપી, દ્વારકા, ગીરનાર, રત્નાગિરિ, દેવલાલી, ગોવા, કલકત્તા, કાવેરી એ શું છે, ક્યાં છે, અને શાને માટે પ્રખ્યાત છે તે લખો.

૯૩. તમારી માતૃભાષા કઇ છે? તે ભાષા મુંબઇ ઇલાકામાં કયા જીલ્લાઓમાં બોલાય છે તે લખો. મુંબઇ ઇલાકામાં બોલાતી મુખ્ય ભાષાનાં નામ લખો.

૯૪. (ક) પર્વત નજીકમાં હોય અગર દરીઓ નજીકમાં હોય ત્યારે આસપાસના મુલકનાં હવાપાણી ઉપર કેવી અસર થાય છે એ સમજાવો.

(ખ) સોનાની અને કોલસાની મોટી મોટી ખાણો હિન્દુસ્તાનમાં ક્યાં ક્યાં છે એ લખો.

૯૫. ગોદી એટલે શું? મુંબઇ બેટમાં આવેલી ગોદીઓનાં નામ લખો, તથા તે મુંબઇ બેટની પૂર્વ દિશાએ શા માટે બાંધી છે તે લખો.

૯૬. મુંબઇ બેટમાંથી કઇ કઈ રેલ્વેઓ શરૂ થાય છે? અને તે દરેક રેલ્વે ઉપરનાં મુંબાઇ બેટમાં આવેલાં સ્ટેશનો લખો.

૯૭. અખાત એટલે શું? ખંભાતના અખાતને કઇ કઈ નદીઓ મળે છે? તે દરેક નદીના કિનારે આવેલું એક એક શહેર લખો.

૯૮. મુંબઈમાં જોવાલાયક જગાઓ કઈ કઈ છે? અને તે જગાઓમાંથી ત્રણ જગાઓનું સવિસ્તર વર્ણન લખો.

૯૯. નીચે લખેલાં સ્થળો ક્યાં આવેલાં છે અને શાને માટે પ્રસિદ્ધ છે?

ઉમરકોટ, દ્વારકા, સાવંતવાડી, જામનગર, નાશિક, દેવલાલી, જયપુર, પાવાગઢ.

૧૦૦. નદી અને સમુદ્રમાં ફેર શો છે? મુંબઈ ઇલાકાની કોઇપણ બે મોટી નદીઓ અને તે દરેક નદી પરનાં બે પ્રખ્યાત શહેરોનાં નામ લખો.

૧૦૧. મુંબઈ, બંગાળા, માળવા અને પંજાબમાં શું વધારે પાકે છે? અહીંઆનો માલ કયે કયે બંદરેથી પરદેશ મોકલવામાં આવે છે?

૧૦૨. આગગાડીથી શા ફાયદા થાય છે? એક માણસને ગીરગામથી આગગાડીમાં કલ્યાણ જવાનું છે તો તેને કયા કયા સ્ટેશનથી બેસી કઇ કંપનીની ગાડીમાં જવું પડશે?

૧૦૩. નીચે લખેલાં ગામ કયાં છે અને શાને માટે પ્રખ્યાત છે?—

બીજાપુર, અમદાવાદ, મહાબળેશ્વર, પોરબંદર, આગ્રા, દીવ, પનવેલ, કરાંચી.

૧૦૪. અખાત, ઇલાકો અને સામુદ્રધુનીમાં શું સમજો છો? મુંબઈ ઇલાકાના સૌથી ઉપરી અમલદાર કોણ છે, અને તેઓ ક્યાં રહે છે?

૧૦૫. મુંબઈથી રેલ રસ્તે દીલ્હી જતાં અને સ્ટીમર રસ્તે ગોવા અથવા દ્વારકાં જતાં રસ્તામાં આવતી ચાર મુખ્ય નદી, બંદર, શહેર વગેરેનાં નામ લખો.

૧૦૬. મુંબઈ બેટમાં આવેલી ગોદીઓમાંથી બે ગોદીનાં નામ લખો. તે મુંબાઈ બેટની કઇ દિશાએ આવેલી છે? તે દિશાએ હોવાનાં કારણો સમજાવો.

૧૦૭. મુંબઈ ઇલાકામાં ઘઉં, રૂ અને ચોખા કયા કયા ભાગમાં થાય છે તે લખો. તે તે ભાગ તે તે પેદાશને માટે શા માટે લાયક ગણાય છે તે સમજાવો.

૧૦૮. નીચે લખેલાં સ્થળો શા માટે જાણીતાં છે એ લખો:—

પંઢરપુર, દ્વારકા, અજમેર, મહાબલેશ્વર, ધારાપુરી, નિલગિરિ, જમશેદપુર, આબુ.

૧૦૯. (क) નીચે આપેલ કયાં છે અને શા માટે જાણીતાં તે લખો:

સીમલા, આગ્રા, કાશ્મીર, રાજાબાઇ ટાવર, વાલકેશ્વર.

(ख) મુંબઇ બેટમાં એક જગાએથી બીજી જગાએ જવા માટે કયાં કયાં જૂદાં જૂદાં સાધનો છે તેનાં નામ લખો.

૧૧૦. તમારે મુંબઇથી સુરત કે નાશીક જવું હોય તો રેલ રસ્તે ક્યા ક્યા મુખ્ય મુખ્ય સ્ટેશનો આવે તે લખો; અથવા સ્ટીમર રસ્તે કરાંચી કે ગોવા જવું હોય તો વચમાં ક્યાં ક્યાં મુખ્ય મુખ્ય બંદરો આવે તે લખો.

૧૧૧. હિન્દુસ્તાનનો નકશો દોરો અને નીચે જણાવેલી હકીકત દરેક નામ જણાવતાં જઇ ભરોઃ—

(૧) કપાસ થતો હોય એવાં મુખ્ય મુખ્ય સ્થળો.

(૨) ત્રણ મોટાં શહેર.

(૩) ગમે તે ડુંગરપરનાં હવા ખાવાનાં સ્થળો.

૧૧૨. સંહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી પૂર્વ તરફ વહેતી નદીઓનાં નામ આપો, અને તેતે નદી ક્યા ક્યા ઇલાકામાંથી કે રાજ્યમાંથી પસાર થાય છે તે જણાવો.

## ( સપ્લીમેંટરી પરીક્ષાના પ્રશ્નો )

૧૧૩. મુંબાઈ ઇલાકામાં આવેલાં ચાર દેશી રાજ્યો તેની રાજધાનીનાં શહેર સાથે લખો.

૧૧૪. ઉત્તર વિભાગમાં આવેલી નદીઓ અને તે નદીને કાંઠે આવેલું એકેક શહેર લખો.

૧૧૫. મુંબાઈ ઇલાકામાં ખેતીનો મુખ્ય પાક શો ? અને તે પાક ઇલાકાના ક્યા ક્યા ભાગમાં થાય છે ?

૧૧૬. બેટ, દ્વીપકલ્પ અને સરોવર એટલે શું ? તે બરાબર સમજાવો. ( બને તો ચિત્ર પાડી સમજાવવું )

૧૧૭. નીચે જણાવેલાં સ્થળો શું છે ? ક્યાં આવ્યાં અને તે વિષે કંઇ જાણવા જોગ હકીકત હોય તે લખોઃ—

બનારસ, ઈંદોર, કૃષ્ણા, કોલર, નીલગિરિ પોંડીચરી, સાંબર, આબુ, ખાનદેશ, રત્નાગિરિ.

# ૩. પદાર્થ પાઠ.

૧. શિરાઓનું કર્મ શું છે?

૨. કયું બી સો વરસ સુધી પડી રહેતાં બગડતું નથી?

૩. ફળ કોને કહેવું?

૪. પ્યાલામાં બરફનો કકડો નાખ્યાથી બહારની બાજુએ પાણીનાં ઝીણાં ટીપાં બાઝે છે તેનાં ટૂંકામાં કારણો આપો.

૫. લુહાર ગાડાંની વાટને ગરમ કરી પઈડા ઉપર ચઢાવે છે, અને પછી તે ઉપર ઠંડું પાણી રેડે છે તેનાં ટુંકમાં કારણો આપો.

૬. ધાતુના ગજીઆનો એક છેડો દેવતામાં ખોસેલો હોય તો બીજે છેડેથી પકડી શકાતો નથી, પણ લાકડાને તેમ થાય છે તેનાં કારણો ટુંકામાં આપો.

૭. તાંબા પિત્તળનાં વાસણોને કલાઇ દેવામાં આવે છે તેનાં કારણ આપો.

૮. મચ્છર ન થાય તેને માટે શું શું ઉપાય લેવા અને થયા હોય તો તેનો નાશ શી રીતે કરવો?

૯. મસાણ કાંઠે કોઈ કોઈ વાર ભડકા દેખાય છે તેનું કારણ શું?

૧૦. પિત્તળ અને કાંસુ શાનાં બને છે?

૧૧. સાપ કરડે તો તરત શો ઉપાય કરવો?

૧૨. ઉનાળામાં કઈ જાતનાં, અને કયા રંગનાં કપડાં પહેરવામાં વધારે અનુકૂળ પડે છે? અને તેનાં કારણ આપો.

૧૩. પૃથ્વી ઉપર રાત્રિ અને દિવસ થવાનાં કારણ આપો.

૧૪. પાપડ ઉતરી ન જાય, દૂધપાક ફાટી ન જાય, અને અથાણાં બગડી ન જાય તેને માટે શી શી સંભાળ રાખવી?

૧૫. પૃથ્વીનો આકાર કેવો છે તે કારણો આપી સમજાવો.

૧૬. ગરમીને લીધે પદાર્થો ફૂલે છે એ સત્ય એકાદ બે દાખલા આપી સમજાવો.

૧૭. આપણા શરીરમાં હૃદય ક્યાં છે? તે કેવું છે? શાનું બનેલું છે? તે શું કામ કરે છે?

૧૮. આપણું શરીર આગગાડીના એંજીન જેવું છે એ કારણો આપી સમજાવો.

૧૯. બંદુકની ગોળી શાથી બને છે?

૨૦. કયા સાધારણ રોગો ઉપર ફટકડીનો ઉપયોગ થાય છે?

૨૧. ઠંડી એ શું છે? તેની અસર પદાર્થો ઉપર કેવી થાય છે તે દાખલા આપી સમજાવો.

૨૨. જગતમાં લાકડું ન હોત તો આપણાં કયાં કયાં કામ અટકી પડત?

૨૨. રૂનાં કપડાં કરવામાં અનુક્રમે કઈ કઈ કૃતિ થાય છે તે સમજાવો.

૨૪. કેટલાક પદાર્થોમાં ગરમી પાટોપાટ અને કેટલાકમાં તે ધીમી વહે છે એ સમજાવો, અને તેનાં બે બે ઉદાહરણ લખો.

૨૫. ફુલાવેલી અને કાચી ફટકડીમાં શો તફાવત છે તે તપાસી બતાવો.

૨૬. બાવળના લાકડામાં ગોળ કુંડાળાં કેવી રીતે થાય છે તે વિગતવાર લખો.

૨૭. પાચનક્રિયાનું વર્ણન કરો.

૨૮. શરીરમાં લોહીના ફરવા વિષે જે જાણતા હો તે લખો.

૨૯. ફટકડી, રૂ, ચા, એ આપણા શા શા કામમાં આવે છે?

૩૦. ખોરાકની જરૂર શા માટે છે?

૩૧. પેટ અને તેમાં આવેલા અવયવોની રચના અને તેના કામોની વિગત સાથે પાચનક્રિયા સમજાવો.

૩૨. કપડાં શાનાં શાનાં બને છે?

૩૩. સુતરાઉ કપડાં શાનાં બને છે? સુતર શાને કહીએ?

૩૪. હિંદુસ્તાનમાં રૂ ક્યાં ક્યાં થાય છે?

૩૫. કપાસના છોડનું ટુંકમાં વર્ણન કરો.

૩૬. મચ્છર વિષે તમે શું જાણો છો તે વિગતવાર લખો.

ઝેરી તાવનો ફેલાવો અટકાવવા માટે તમે શા ઉપાયો લેશો?

૩૮. ખોરાકના પદાર્થના કેટલા પ્રકાર છે અને કયા કયા?

૩૯. મૃગજળ એટલે શું?

૪૦. રેશમી કપડાં તૈયાર કરવા માટે અનુક્રમે કઈ કઈ કૃતિ થાય છે તે સમજાવો.

૪૧. દેડકા વિષે તમે જે જાણતા હો તે દશ બાર લીટીમાં લખો.

૪૨. પ્રાણીના તેમજ વનસ્પતિના રંગ અને તેમની આસપાસના પદાર્થોના રંગ શા કારણને લઈને મળતા આવે છે તે બરાબર સમજાવો.

૪૩. ફટકડીની બનાવટ વિષે તમે જે જાણતા હો તે લખો.

૪૪. બી, તેના ભાગ અને કાર્ય વિષે માહિતી આપો.

૪૫. મચ્છર, તેનું શરીર, તેની જાત, રોગ ફેલાવવામાં તેની અસર વિગેરે વિષે જે જાણતા હો તે લખો.

૪૬. ફેફસાં શરીરમાં ક્યાં હોય છે? તે શું શું કામ કરે છે?

૪૭. શરીરમાં લોહી ક્યાં સ્વચ્છ થાય છે?

૪૮. દેડકું અને તેના ભવ વિષે જાણતા હો તે લખો.

૪૯. આંતરડાં એ શું છે? ક્યાં છે? કેવાં છે? અને તે શું કામ કરે છે એ જણાવો.

૫૫. હાથીદાંત, સીસું અને જસતની શી શી વસ્તુઓ બને છે તે લખો.

૫૧. સારૂં રૂ શી રીતે ઓળખી શકાય છે?

૫૨. ચા પીવી વધારે સારી કે કોરી તેનાં કારણ આપો.

# વિભાગ ૪ થો—ખુલાસો.

## ૧. અંકગણિતનો ખુલાસો.

**દા. ૧ લો. સને ૧૯૦૭.**

આ હિસાબ વિવિધ પરિમાણના ભાગાકારનો છે. એટલે ભાગાકારની રીતે ૨૨૮ ટન ૧૮ હંડ્રવેટ ૩ ક્વાર્ટર ૧૩ પૌંડ ૧૨ ઔંસ ને ૭૬ વડે ભાગવા પડશે.

ટન હંડ્રવેટ ક્વાર્ટર પૌંડ ઔં. ટન. હં. ક્વાર્ટર પૌંડ ઔંસ
૨૨૮—૧૮— ૩ —૧૩—૧૨÷૭૬=૩—૦ — ૦ — ૨૭ — ૧૩

ટન હં. ક્વા. પૌંડ ઔંસ ટન પૌંડ ઔંસ
જવાબ ૩—૦— ૦ —૨૭ — ૧૩ અથવા ૩ - ૨૭ - ૧૩

એમ પણ લખાય છે.

**દા. ૨ જો.**

આ હિસાબમાં વ્યસ્ત પ્રમાણ છે તેથી તે પ્રમાણે પદ મૂકી

ક. ક. દિવસ
( ૮ : ૬ : : ૨૦ : જવાબ ) ગણવાથી ૨૦×૬÷૮=૧૫ દિવસ

જવાબ ૧૫ દિવસ પહોંચશે.

**દા. ૩ જો.**

આ હિસાબ બહુરાશીનો છે તે પ્રમાણે પદ ગોઠવતાં નીચે પ્રમાણે બને.

| | માણસ | મહીના | રૂ. ખર્ચ | |
|---|---|---|---|---|
| | ૯ | ૮ | ૧૨૦ | માણસનો જવાબ |
| | (જવાબ) | ૧૬ | ૬૪૦ | માગ્યો છે. |

વ્ય. ૧૬ : ૮ } : ૯ માણસ જવાબ
સમ. ૧૨૦ : ૬૪૦ } (૯×૮×૬૪૦) ÷ (૧૬×૧૨૦)=૨૪ માણસ

જવાબ ૨૪ મનુષ્યો રહે.

દા ૪ થો.

આ હિસાબમાં ચોકખી આવક કાઢવાની છે આવકમાંથી કર બાદ જતાં બાકી રહે તે ચોકખી આવક છે. હિસાબમાં દર સેંકડે રૂા. ૧૧।= કર ભરવાનો છે એટલે રૂા. ૧૦૦ માંથી ૧૧।= બાદ કરતાં (૧૦૦—૧૧।=) બાકી રૂા. ૮૮॥= ચોકખી આવક કહેવાય, એટલે જો રૂા. ૧૦૦ કુલ આવક હોય તો, રૂા. ૮૮॥= ચોકખી આવક ગણાય તો ૮૦૫૦૦ રૂા. કુલ આવકે ચોકખી આવક કેટલી ? આનું હિસાબનું સ્વરૂપ થયું. ત્રિરાશીથી ગણતાં રૂા. ૭૧૩૪૩–૨–૦ પાઇ ચોકખી આવક થઇ.

જવાબ રૂા. ૭૧,૩૪૩—૨—૦ પાઇ ચોકખી આવક.

## સને ૧૯૦૮

દા. ૫ મો.

આ દાખલો વિવિધ પરિમાણના ભાગાકારનો છે. દાખલા ૧ લા પ્રમાણે ગણવાથી,

જવાબ—૧૭ યાર્ડ ૧ ફૂટ ૫ ઇંચ.

દા. ૬ ઠ્ઠો.

આ હિસાબમાં વ્યસ્ત પ્રમાણ છે તેથી દાખલા ૨જા પ્રમાણે પદ મૂકી ગણવાથી ૪૦ દિવસ આવશે.

જવાબ—૪૦ દિવસમાં પુરૂં થશે.

દા. ૭ મો.

આ દાખલો બહુરાશીનો છે. તો દાખલા ૩ જા પ્રમાણે પદ ગોઠવી ગણવાથી ૬૬ દિવસ આવશે.

જવાબ—૬૬ દિવસ ચાલશે.

**દા. ૮ મો.**

આ હિસાબમાં ચોકખી આવક આપેલી છે તે ઉપરથી કુલ આવક કાઢવાની છે. કરનો ભાવ ૧ પૌંડે ૭ પેન્સ છે એટલે ૧ પૌંડ કુલ આવક હોય તેમાંથી ૭ પેન્સ કર આપતાં ( ૧ પૌંડ = ૨૪૦ પેન્સ–૭ પેન્સ ) ૨૩૩ પેન્સ ચોકખી આવક રહે. હિસાબમાં ૬૯૯ પૌંડ ચોકખી આવક છે, તે ઉપરથી ત્રિરાશી મૂકતાં ૨૩૩ પેન્સ ચોકખી આવક હોય તો ૧ પૌંડ કુલ આવક થાય તો ૬૯૯ પૌંડ ચોકખી આવક હોય તો કુલ આવક કેટલી ?

૬૯૯ પૌંડના પેન્સ કરતાં ૬૯૯×૨૪૦=૧૬૭૭૬૦ પેન્સ થયા

હવે પેન્સ ચો. આ. ચો. આ. } પૌંડ કુલ આવક તેથી
૨૩૩ : ૧૬૭૭૬૦ } : : ૧

(૧×૧૬૭૭૬૦)÷૨૩૩=૭૨૦ પૌંડ કુલ આવક.

જવાબ—૭૨૦ પૌંડ કુલ આવક હશે.

## સને ૧૯૦૯

**દા. ૯ મો.**

આ હિસાબમાં મરી ગયેલા ૧૦ ઘોડા કુલ ઘોડામાંથી બાદ કરતાં ( ૩૫–૧૦ ) ૨૫ ઘોડા બાકી રહેશે તે ઉપરથી ૩૫ ઘોડાને ૨૦ દિવસ ચાલે તો ૨૫ ઘોડાને કેટલા દિવસ ચાલે એવું હિસાબનું સ્વરૂપ થયું. વ્યસ્ત પ્રમાણ છે તેથી દાખલા ૨ જા પ્રમાણે ગણતાં ૨૮ દિવસ આવશે.

જવાબ—૨૮ દિવસ ચાલશે.

**દા. ૧૦ મો.**

આ હિસાબ બહુરાશીનો છે તે દાખલા ૩ જા પ્રમાણે પદ ગોઠવી ગણવાથી ૧૨$\frac{૪}{૫}$ દિવસ આવ્યા.

જવાબ—૧૨$\frac{૪}{૫}$ દિવસમાં ચાલી રહેશે.

**દા. ૧૧ મો.**

આ હિસાબ વિવિધ પરિમાણના ભાગાકારનો છે. દાખલા ૧ લા પ્રમાણે ગણવાથી ૦ હં. ૨ કવા. ૨૦ પૌંડ. ૧૩$\frac{૪}{૧૧}$ ઔંસ

જવાબ—હંડ્ર. કવાર્ટર પૌંડ ઔંસ ૦ – ૨ – ૨૦ – ૧૩$\frac{૪}{૧૧}$ અથવા કવાર્ટર પૌંડ ઔંસ ૨ – ૨૦ – ૧૩$\frac{૪}{૧૧}$

**દા ૧૨ મો.** ચઢતી ભાંજણીનો છે.

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ૧૭૫૦૪૬ | ૨ | ઈંચ |
| ૩ | ૧૪૫૮૭ | ૧ | ફુટ |
| ૨૨૦ | ૪૮૬૨ | ૨૨ | વાર |
| ૮ | ૨૨ | ૬ | ફર્લાંગ |
| | ૨ | | માઇલ |

જવાબ—માઇલ ફર્લાંગ વાર ફુટ ઈંચ ૨ – ૬ – ૨૨ – ૧ – ૨

**દા. ૧૩ મો.**

આ દાખલો સમપ્રમાણનો છે. દાખલા ૨ જા પ્રમાણે ત્રિરાશીની રીતે ગણવાથી ૨૬$\frac{૧}{૪}$ મણ આવશે. જવાબ ૨૬। મણ બોજો ઉંચકી શકશે.

## સને ૧૯૧૦

**દા. ૧૪ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. પણ તેમાં ત્રણ કરતાં વધુ પદ છે છતાં આપેલા પ્રમાણ ઉપરથી પુરૂષને છોકરાનું અગર છોકરાને પુરૂષનું રૂપ આપવાથી ત્રણ જ પદ થશે. ૪ પુરૂષ અથવા ૭ છોકરા

એટલે ૪ પુરૂષનું કામ ૭ છોકરાના કામની બરોબર. એ ઉપરથી ૭ છોકરા =૪ પુરૂષ છે. તો ૧૪ છોકરાં = ૮ પુરૂષ થયા અને ૧ પુરૂષ હિસાબમાં આપેલો છે એટલે કુલ (૮+૧=) ૯ પુરૂષ થયા એટલે એક કામ ૪ પુરૂષો ૧૮ દિવસમાં કરે તો ૯ પુરૂષો કેટલા દિવસમાં કરશે આવું હિસાબનું સ્વરૂપ થયું. વ્યસ્ત પ્રમાણમાં પડ્યો છે તો ત્રિરાશીની રીતે ગણતાં ૮ દિવસ આવ્યા. જવાબ ૮ દિવસમાં કરશે.

**દા. ૧૫ મો.**

આ દાખલો બહુરાશીનો છે. દાખલા ૩ જા પ્રમાણે કરવાથી ૩૪૩ મણ આવશે.

જવાબ—૩૪૩ મણ ચણા જોઇએ.

**દા. ૧૬ મો.**

આ દાખલો ચઢતી ભાંજણીનો છે. દાખલા ૧૨ મા પ્રમાણે ગણવાથી ૦ વર્ષ ૨૫૦ દિવસ ૯ કલાક ૫૨ મિનિટ આવશે.

| | વર્ષ | દિવસ | કલાક | મિનિટ |
|---|---|---|---|---|
| જવાબ— | ૦– | ૨૫૦ – | ૯ – | ૫૨ |

**દા. ૧૭ મો.**

આ હિસાબ વિવિધ પરિમાણના ભાગાકારનો છે. એટલે ૨૫ પૌંડ ૪ પેન્સ ૧ ફાર્ધિંગને ૧૮ વડે ભાગવાથી ૦ પૌંડ ૭ શિલિંગ ૯ પેન્સ ૨ ૫/૧૮ ફાર્ધિંગ આવશે.

| | પૌંડ | શિલિંગ | પેન્સ | ફાર્ધિંગ. |
|---|---|---|---|---|
| જવાબ— | ૧ | ૭ | ૯ | ૨ ૫/૧૮ |

**દા. ૧૮ મો.**

આ હિસાબ સાદા સરવાળા બાદબાકી ને ગુણાકારનો છે. ૩૪૨ આંબાનાં ઝાડ તેમાંથી ૩૨ ઝાડ ઉપર કેરી નથી આવી એટલે (૩૪૨–૩૨=) ૩૧૦ ઝાડ ઉપર કેરીઓ લાગે છે. વળી દરેક ઝાડ

ઉપરથી ૧૫૦ કેરી ગરી પડી છે એટલે ( ૨૦૨૦–૧૫૦ ) = ૧૮૭૦ કેરી દરેક ઝાડ ઉપર રહી. તે હિસાબે ગણતાં ૩૧૦ ઝાડ ઉપર (૩૧૦ × ૧૮૭૦) = ૫૭૯૭૦૦ કેરી હશે.

જવાબ—બાગના ધણીને ૫૭૯૭૦૦ કેરી મળી હશે.

## સને ૧૯૧૧

**દા. ૧૯ મો.**

આ હિસાબ ઉતરતી તથા ચઢતી ભાંજણીનો છે. ૫ શિલિંગનો ૧ ક્રાઉન હોવાથી ઉતરતી ભાંજણી પ્રમાણે ક્રાઉનને ૫ વડે ગુણી શિલિંગ કરતાં ૨૧૦૦૦ શિલિંગ આવશે અને પછી ૨૧ શિલિંગની ગિનિ હોવાથી શિલિંગને ૨૧ વડે ભાગતાં ( ૨૧૦૦૦ ÷ ૨૧ ) =૧૦૦૦ ગિનિ આવશે. જવાબ–૧૦૦૦ ગિનિ.

**દા. ૨૦ મો.**

આ હિસાબ વિવિધ પરિમાણના ભાગાકારનો છે એટલે દાખલા ૧લા પ્રમાણે ભાગાકાર કરતાં ૦ ટન ૦ હંડ્રેવેટ ૩ ક્વાર્ટર ૨૪ પૌંડ ૯ ઔંસ આવશે.

ક્વાર્ટર પૌંડ ઔંસ

જવાબ—૩ — ૨૪ — ૯

**દા. ૨૧ મો.**

આ હિસાબ ત્રિરાશીની રીતનો છે. પ્રથમ ત્રિરાશીની રીતે **अ** તથા **ब** બંને જણનું ૧ દિવસનું કામ કાઢતાં ૧/૬ કામ આવશે. હવે ૧/૬ કામ કરવા માટે **अ** તથા **ब** ને ૧ દિવસ લાગે છે તો આખું એટલે ૧ કામ કરતાં કેટલા દિવસ લાગશે આતું હિસાબનું સ્વરૂપ થયું. ત્રિરાશીની રીતે ગણતાં ૬ દિવસ આવશે. જવાબ–૬ દિવસ જોઇએ.

**દા. ૨૨ મો.**

આ હિસાબ બહુરાશીનો છે. પદ ગોઠવીને દાખલા ૩ જા પ્રમાણે ગણતાં ૩૦ દિવસ આવશે. જવાબ—૩૦ દિવસ જોઇએ.

**દા. ૨૩ મો.**

આ હિસાબ સરવાળા બાદબાકી ને ભાગાકારનો છે. ત્રણે જણની એક વર્ષની કમાણી રૂ. ૩૬૬૦ છે તેમાંથી ખર્ચ બાદ કરતાં (૩૬૬૦−૧૫૯૦)=રૂ. ૨૦૭૦ બચે છે તે ત્રણે જણને સરખે ભાગે વહેંચવા માટે ૩ વડે ભાગતાં (૨૦૭૦÷૩)=૬૯૦ રૂ. આવશે.

જવાબ—દરેક જણને ભાગે રૂ. ૬૯૦ આવશે.

## સને ૧૯૧૨

**દા. ૨૪ મો.**

**क**. આ સંખ્યાલેખનનો હિસાબ સરવાળો કરી કરવાનો છે.

| | |
|---|---|
| ૧૮૦૦૦૦૦૦૦ | (૧૮ કરોડ) |
| ૪૩૨૦૦૦ | (૪૩૨ હજાર) |
| ૬ | (૬ એકમ) |
| ૧૮૦૪૩૨૦૦૬ | |

જવાબ—**क** નો ૧૮૦૪૩૨૦૦૬

**ख**. આ હિસાબમાં આંકડામાં આપેલી સંખ્યા શબ્દોમાં લખવાની છે. એકમથી ગણતાં દશ કરોડ સુધી આવે છે માટે ૯૦ કરોડ ૭૦ લાખ ૬ સો ૯ છે. શબ્દોમાં લખતાં જવાબ—નેવું કરોડ સીતેર લાખ છસો નવ.

**દા. ૨૫ મો.**

આ હિસાબ સરવાળા બાદબાકીનો છે. ચારે ગામની એકંદર મહેસુલ રૂ. ૨૦૦૧ છે તેમાંથી પહેલા, બીજા ને ત્રીજા ગામની (૪૩૨+૫૩૪+૬૫૪) મહેસુલ રૂ. ૧૬૨૦ છે તે બાદ કરીએ તો (૨૦૦૧−૧૬૨૦)= રૂ. ૩૮૧ ચોથા ગામની મહેસુલ રહે.

જવાબ—૩૮૧ રૂ. ચોથા ગામની મહેસુલ.

દા. ૨૬ મો.

આ દાખલો ભાંજણીના સ્વરૂપનો છે. પ્રથમ ૪૫૦ સોવરીન (પૌંડ)ના રૂપીઆ કરવા માટે તેને ૧૫ વડે ગુણવાથી (૪૫૦×૧૫)= રૂા. ૬૭૫૦ આવશે. પછી તેના ૧૬ વડે ગુણી આના કરતાં (૬૭૫૦×૧૬)=૧૦૮૦૦૦ આવ્યા. હવે રૂપીઓ, અડધો, પાવલી અને બેઆની એ ચાર જાતના સિક્કા લે છે, માટે એ ચારેનો સરવાળો કરતાં (૧૬+૮+૪+૨)=૩૦ આના થયા. ૧૦૮૦૦૦ આનામાંથી સિક્કા લાવવા છે માટે તેને ૩૦ વડે ભાગતાં (૧૦૮૦૦૦÷૩૦)=૩૬૦૦ આવ્યા.

જવાબ—૩૬૦૦ સિક્કા આવશે.

દા. ૨૭ મો.

આ દાખલો ત્રિરાશીનો છે. પ્રથમ ૭ માસ ચલાવવા માટે કેટલા માણસ જોઇએ તે ત્રિરાશીથી કાઢતાં ૯૬૦૦ માણસ આવશે. પણ ગામમાં તો ૨૨૪૦૦ માણસ છે અને આપણે ૯૬૦૦ રાખવા છે એટલે (૨૨૪૦૦–૯૬૦૦)=૧૨૮૦૦ માણસ વધારે છે તેથી તેમને બહાર મોકલી દેવાથી ૭ માસ ખોરાક ચાલે.

જવાબ—૧૨૮૦૦ માણસ બહાર મોકલી દેવાં જોઇએ.

દા. ૨૮ મો.

આ હિસાબ ત્રિરાશીની રીતે ગણતાં ૧ સેકંડમાં ૩ ફેરા ફરે તો ૧ કલાક એટલે (૬૦×૬૦)=૩૬૦૦ સેકંડમાં (૩૬૦૦×૩)= ૧૦૮૦૦ ફેરા ફરશે. પૈડું ૧ ફેરામાં ૫ વાર ૨ ફુટ ૯ ઇંચ જમીન કાપે છે તો ૧૦૮૦૦ ફેરામાં કેટલી કાપશે એવું હિસાબનું સ્વરૂપ થયું માટે ૧૦૮૦૦ ને ૫ વાર ૨ ફુટ ૯ ઇંચ વડે ગુણવાથી ૨૯૦ માઇલ ૧૦૦ વાર જમીન ૧ કલાકમાં કપાશે.

જવાબ—૧ કલાકમાં માઇલ વાર ૨૯૦–૧૦૦ જશે.

# સને ૧૯૧૩

**દા. ૨૯ મો.**

આ દાખલો સરવાળા બાદબાકીનો છે. બંને ગાડી મળીને ૧૨૩૨૦ યાર્ડ ચાલે છે તેમાંથી જે એક ગાડી ૧૭૬૦ વાર (યાર્ડ) વધારે ચાલે છે તે બાદ કરતાં (૧૨૩૨૦–૧૭૬૦)=૧૦૫૬૦ બંને ગાડીનો સરખો વેગ થયો. તેને બે વડે ભાગવાથી (૧૦૫૬૦÷૨)= ૫૨૮૦ યાર્ડ એક ગાડીનો વેગ આવ્યો. હવે વધારે ચાલતી ગાડીનો વેગ તેમાં ઉમેરવાથી (૫૨૮૦+૧૭૬૦)= ૭૦૪૦ વધારે ચાલતી ગાડીનો વેગ થયો. જવાબ–પહેલી ગાડી કલાકે ૫૨૮૦ યાર્ડ એટલે ૩ માઇલ ચાલતી હશે.

બીજી ગાડી કલાકે ૭૦૪૦ યાર્ડ એટલે ૪ માઇલ ચાલતી હશે.

**દા. ૩૦ મો.**

આ દાખલો વિવિધ ગુણાકારનો છે. એટલે ૩૧૭ ને ૧ રૂપીઓ ૫ આના ૪ પાઈ વડે ગુણતાં ૪૨૨ રૂપીઆ ૧૦ આના ૮ પાઈ આવશે.

જવાબ— રૂા. આના પાઈ<br>૪૨૨—૧૦—૮

**દા. ૩૧ મો.**

આ દાખલો ઉતરતી ભાંજણીની રીતનો છે. પ્રથમ ૮ હંડ્રેવેટ ૨ ક્વાર્ટર ૮ પૌંડ ચા છે તે બધી મળી કેટલા પૌંડ થઇ તે કાઢવા માટે ભાંજણીની રીતે ગણતાં ૯૬૦ પૌંડ થઈ. તેમાંથી બાર બાર પૌંડના ડબા ભરવા માટે તેને ૧૨ વડે ભાગવાથી (૯૬૦÷૧૨)=૮૦ ડબા આવશે.

જવાબ—૮૦ ડબા જોઈએ.

**દા. ૩૨ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. વધારાના સિપાઈ મૂળ સિપાઈમાં ઉમેરવાથી (૧૫૦૦+૫૦૦)=૨૦૦૦ સિપાઈ થશે. એટલે ૧૫૦૦

સિપાઈને ખોરાક ૫૦ દિવસ ચાલે છે તે ૨૦૦૦ સિપાઈને કેટલા દિવસ ચાલશે ? એવું હિસાબનું સ્વરૂપ થયું. તે ત્રિરાશીથી કાઢતાં ૩૭॥ દિવસ આવશે. જવાબ—૩૭॥ દિવસ ચાલશે.

**દા. ૩૩ મો.**

આ દાખલો બહુરાશીનો છે. ૫૬ ગોઠવી દાખલા ત્રીજા પ્રમાણે ગણતાં ૯ કલાક આવશે. જવાબ—૯ કલાક લખવું જોઈએ.

## સને ૧૯૧૪

**દા. ૩૪ મો.**

આ દાખલો સંખ્યાલેખનનો છે. કેટલા દશકે દશ હજાર થાય એનો અર્થ એવો થયો કે દશ હજાર રૂપીઆમાંથી દશ દશ રૂપીઆની કેટલી નોટ આવે. દશ હજારને દશ વડે ભાગવાથી (૧૦૦૦૦÷૧૦)= ૧૦૦૦ નોટ આવશે. જવાબ—૧૦૦૦ દશક.

દાખલા ૨૪ મા પ્રમાણે જુદી જુદી સંખ્યા લખી સરવાળો કરવાથી સંખ્યા નીકળશે.

૧૫૦૦૦૦ ( દોઢ લાખ એટલે એક લાખ પચાસ હજાર )
૨૨૫૦ ( સવાબે હજાર એટલે બે હજાર બસો પચાસ )
૫૭૫ ( પોણાછસો એટલે પાંચસો પંચોતેર )
———
૧૫૨૮૨૫

જવાબ–૧૫૨૮૨૫ (એક લાખ બાવન હજાર આઠસો પચીસ.)

**દા. ૩૫ મો.**

આ દાખલો ઉતરતી ભાંજણીનો છે. પ્રથમ ૫ મણના નવટાંક કર્યા તો ૧૬૦૦ આવ્યા. હવે એક નવટાંકની એક બાટલી ભરતાં ૧૬૦૦ નવટાંકની (૧૬૦૦÷૧)=૧૬૦૦ બાટલી.

જવાબ—૧૬૦૦ બાટલીઓ ભરાશે.

દા. ૩૬ મો.

આ દાખલામાં ૬ શેષ વધે છે તેને બદલે ૯ શેષ વધારવી છે એટલે કે પ્રથમના કરતાં ૩ શેષ વધારે વધારવી છે. ભાજ્યમાં વધારો કરવાથી શેષ વધારે વધશે માટે ૯૩૪૫ માં ૩ વધાર્યા તો (૯૩૪૫+૩)=૯૩૪૮ સંખ્યા આવશે, એટલે ભાજ્યમાં જ્યાં ૫ એકમ હતા ત્યાં ૮ એકમ કરવા પડશે.

જવાબ—ભાજ્યમાં ૫ એકમને બદલે ૮ એકમ કરવા.

દા. ૩૭ મો.

આ હિસાબ ત્રિરાશીનો છે પ્રથમ પદ સરખાં કરવા માટે ૧ ચોરસફુટના ચોરસઈંચ કર્યા તો (૧×૧૪૪)=૧૪૪ ચોરસઈંચ આવ્યા. તેજ પ્રમાણે ૧૦ ચોરસફુટ ૧૨ ચોરસઈંચના ચોરસઈંચ કર્યા તો ૧૪૫૨ ચોરસઈંચ આવ્યા. હવે ૧૪૪ ચોરસઈંચનો ૧ આનો તો ૧૪૫૨ ચોરસઈંચનું શું? આવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણતાં ૧૦ આના ૧ પાઈ આવી. જવાબ—૧૦ આના ૧ પાઈ ખર્ચ થશે.

દા. ૩૮ મો.

આ દાખલો ત્રિરાશીની રીતનો છે. પ્રથમ રૂા. ૨–૯–૧૧ પાઈની પાઈ કરી તો ૫૦૩ પાઈ થઈ. હવે ૫૦૩ પાઈ ૧ છોકરાને અપાય તો ૨૪૬૪૭ પાઈ કેટલા છોકરાને અપાય એવો હિસાબ થયો. ત્રિરાશીની રીતે ગણતાં ૪૯ છોકરા આવ્યા. જવાબ—૪૯ છોકરાની સંખ્યા.

દા. ૩૯ મો.

આ હિસાબ ગુણાકાર ભાગાકારનો છે. છેલ્લેથી ગણવા માંડતાં બાળવર્ગમાં ૩૦ છોકરા છે એ ચોથા વર્ગથી અર્ધા છે માટે બાળવર્ગ કરતાં ચોથામાં બમણા હશે માટે (૩૦×૨)=૬૦ ચોથા વર્ગમાં થયા. પણ આ ૬૦ તે ત્રીજા વર્ગની સંખ્યાથી દોઢા છે માટે ૬૦ને દોઢે ભાગતાં (૬૦÷૧॥)=૪૦ ત્રીજા વર્ગમાં થયા. પણ આ ૪૦ તે બીજા

વર્ગની સંખ્યાથી ૪ ગણા છે માટે ૪૦ ને ૪ વડે ભાગતાં (૪૦÷૪)= ૧૦ બીજા વર્ગમાં થયા. પણ આ ૧૦ એ પહેલા વર્ગ કરતાં બમણા છે માટે ૧૦ ને બેએ ભાગતાં (૧૦÷૨)=૫ પહેલા વર્ગમાં થયા.

જવાબ—(૧) પહેલા વર્ગમાં ૫, બીજા વર્ગમાં ૧૦, ત્રીજા વર્ગમાં ૪૦, ચોથા વર્ગમાં ૬૦, અને બાળવર્ગમાં ૩૦ છોકરાં હશે.

(૨) આખી નિશાળમાં (૫+૧૦+૪૦+૬૦+૩૦=૧૪૫) ૧૪૫

## સને ૧૯૧૫

આ સાલની પરીક્ષાના પ્રશ્નપત્રો છાપવામાં આવ્યા નહોતા તેથી હિસાબ ગણ્યા નથી.

## સને ૧૯૧૬

**દા. ૪૦ મો.**

આ દાખલામાં ૩૯૬ વડે શેષ ન વધે એવી રીતે ભાગવાનું છે. પ્રથમ ૧૦૦૦૦ ને ૩૯૬ વડે ભાગી જોતાં ૧૦૦ શેષ વધશે, પણ આપણે તો બીલકુલ શેષ વધારવી નથી, અને એમ કરવા માટે બે રસ્તા છે. કાં તો ૧૦૦૦૦ માંથી ૧૦૦ કમી કરવા જોઈએ અથવા ૧૦૦ ને બદલે ૩૯૬ કરવા માટે (૩૯૬−૧૦૦)=૨૯૬ ઉમેરવા જોઈએ. હિસાબમાં ઉમેરવાનું કહ્યું છે માટે ૧૦૦૦૦ માં ૨૯૬ ઉમેરવા જોઈએ.

જવાબ—૧૦ હજારમાં ૨૯૬ ઉમેરવા જોઈએ.

**દા. ૪૧ મો.**

આ દાખલો ભાંજણીની રીતે વિવિધ પરિમાણની બાદબાકીથી કરવાનો છે. તેમાં અંગ્રેજી નાણામાંથી દેશી નાણું બાદ કરવાનું છે. આમ કરવા માટે અંગ્રેજી નાણાને દેશી નાણાનું રૂપ આપવું જોઈએ. ૨૫ પૌંડ ૧૨ શિલીંગના શિલીંગ કરીએ તો ઉતરતી ભાંજણીની રીતે ૫૧૨ શિલીંગ થાય અને ૧ શિલીંગના ૧૨ આના લેખે ૫૧૨ શિલીંગના

આના કરીએ તો (૫૧૨×૧૨)=૬૧૪૪ આના થાય, તેના ચઢતી ભાંજણીની રીતે રૂપીઆ કરતાં (૬૧૪૪÷૧૬)=૩૮૪ રૂપીઆ થાય તેમાંથી રૂા. ૨૫–૧૨–૦ બાદ કરતાં (૩૮૪ રૂપીઆ–૨૫ રૂપીઆ ૧૨ આના ૦ સૂન્ય પાઈ)=૩૫૮ રૂપીઆ ૪ આના આવ્યા એટલા વધારે આપી દીધેલા.

જવાબ— રૂા. આ. પાઈ<br>૩૫૮–૪–૦ વધારે આપેલા.

**દા. ૪૨ મો.**

આ દાખલો ત્રિરાશીનો છે. દાખલા ૧૪ માની રીત પ્રમાણે ૧૦ સ્ત્રીઓના પુરૂષ કરીને તેમાં ૧૫ પુરૂષ ઉમેરી ત્રિરાશીની રીતે ગણતાં ૨૫ દિવસ આવે. જવાબમાં કેટલા દિવસ વધારે લાગે એમ પૂછ્યું છે. પ્રથમના માણસોને ૨૦ દિવસ લાગે છે ને બીજી વખતે ૨૫ દિવસ લાગે છે, એટલે પ્રથમના કરતાં ૫ દિવસ વધારે લાગે છે.

જવાબ—૫ દિવસ વધારે લાગશે.

**દા. ૪૩ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. સરખાં પદ કરવા માટે દોઢ માઇલના ફુટ કરીને ત્રિરાશીની રીતે અથવા વિવિધ ગુણાકારની રીતે ગણતાં ૧॥ માઇલના ફુટ કર્યા (૫૨૮૦×૧॥) તો ૭૯૨૦ ફુટ થયા હવે રૂા. ૩–૫–૪ ને ૭૯૨૦ વડે ગુણવાથી રૂા. ૨૬૪૦૦ આવ્યા.

જવાબ–રૂા. ૨૬૪૦૦ ખર્ચ થશે.

**દા. ૪૪ મો.**

આ હિસાબમાં સવારના ૭ થી બપોરના ૩ વાગતા સુધી ૮ કલાક થાય છે. એક કલાકે ૧૮ માઇલ પ્રમાણે ૮ કલાક ચાલતાં ૧૪૪ માઇલ પહેલો સવાર ચાલે છે. બીજો સવાર ૧ કલાક મોડો નીકળે છે, અને ૧ કલાક વહેલો પહોંચે છે, એટલે પહેલા કરતાં ૨

કલાક ઓછું ચાલે છે. પહેલો ૮ કલાક ચાલે છે, તો બીજો ૨ કલાક ઓછો એટલે (૮–૨)=૬ કલાક ચાલે છે. પહેલો ૮ કલાકમાં ૧૪૪ માઇલ ચાલે છે, અને બીજો ૬ કલાકમાં ૧૪૪ માઇલ ચાલે છે, માટે ત્રિરાશીની રીતે ગણતાં બીજો ૧ કલાકે ૨૪ માઇલ પ્રમાણે ચાલે.

જવાબ—બીજો સવાર દર કલાકે ૨૪ માઇલ પ્રમાણે ચાલ્યો હશે.

**દા. ૪૫ મો.**

આ હિસાબમાં દર ઘેટાના ૩ રૂપીઆ પ્રમાણે ૬૦ ઘેટાંના (૬૦×૩)=૧૮૦ રૂપીઆ થયા, તે ઉપરાંત ૧૨૦ રોકડા આપ્યા છે એટલે (૧૮૦+૧૨૦)=૩૦૦ રૂપીઆ થયા તેને બદલે ૧૦ ગાયો લીધી છે એટલે ૩૦૦ રૂપીઆમાં દશ ગાય મળી તો ૧ ગાયનું શું? ત્રિરાશીની રીતે ગણતાં રૂા. ૩૦ આવ્યા. જવાબ–૧ ગાયની ૩૦ રૂપીઆ કિંમત પડી.

## સને ૧૯૧૭

**દા. ૪૬ મો.**

**क.** સંખ્યાલેખનનો હિસાબ છે. (આંકડામાં) જવાબ ૮૦૭૧૫૦૦૯

**ख.** સંખ્યાલેખનનો હિસાબ છે. (અક્ષરમાં) જવાબ—(૧) બે લાખ બાવન હજાર ત્રણ. (૨) આઠ લાખ. ત્રણ હજાર સોળ.

**દા. ૪૭ મો.**

આ હિસાબમાં એકેકી કિંમત કાઢવા માટે વિવિધ પરિમાણના ગુણાકારની રીતે ૧ આનો ૩ પાઈને ૬૦ વડે ગુણવાથી ૭૫ આના આવ્યા અને તે દૂધની એકેકી કિંમત છે અને ૧ આને શેર વેચવાથી એટલી કિંમત એટલે ૭૫ આના ઉપજાવવી છે; તેથી ૭૫ શેર દૂધ હોય તો એક આને શેર પ્રમાણે ૭૫ આના ઉપજે, પણ દૂધ તો ૬૦ શેર છે માટે તેમાં (૭૫–૬૦)=૧૫ શેર પાણી મેળવવું જોઇએ જેથી ૭૫ શેર દૂધ થાય. જવાબ—૧૫ શેર પાણી મેળવવું.

**દા. ૪૮ મો.**

આ હિસાબ વિવિધ પરિમાણની રીતનો છે. હિસાબમાં ૫૩ રૂા. ૧૦ આ. ૮ પાઈ આપેલી છે. તેને બદલે ૨૦૬ રૂા. ૩ આ. ૮ પાઈ કરવી છે. કેટલા ઉમેરવાથી તે થશે તે જાણવા માટે ૨૦૬ રૂા. ૩ આ. ૮ પાઈમાંથી ૫૩ રૂા. ૧૨ આ. ૮ પાઈ બાદ કર્યા તો ૧૫૨ રૂા. ૭ આ. ૦ સુન્ય પાઈ આવી હવે બીજો એ પ્રશ્ન છે કે આ રકમ ૧૫૨ રૂા. ૭ આ. ૦ પાઈ તે ૮ રૂા. ૭ આ. ૬ પાઈ કેટલી વાર લેવાથી થઇ હશે ? આ કાઢવા માટે બંને રકમોને પાઇનું રૂપ આપી ભાગાકાર કરવાથી ૧૮ આવશે એટલે ૧૮ વાર લવી જોઇએ.

જવાબ—૧૮ વાર મેળવવાથી થાય.

**દા. ૪૯ મો.**

આ હિસાબ ત્રિરાશીની રીતનો છે. ૮ માણસ નવાં આવ્યાં એટલે ૧૨ માણસ હતાં ને ૮ માણસ નવાં મળી ૨૦ માણસનું કુટુંબ થયું. એટલે ૧૨ માણસનો ખર્ચ ૭૨ રૂપીઆ આઠ આના તો ૨૦ માણસનો કેટલો ? તે ત્રિરાશીથી કાઢતાં ૧૨૦ રૂપીઆ ૧૩ આના ૪ પાઈ આવી.

જવાબ—દર મહિને ૧૨૦ રૂપીઆ ૧૩ આના ૪ પાઈ ખર્ચ થાય.

**દા. ૫૦ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. બંને પદ સરખાં કરવા માટે લંબાઈ પહોળાઈને બદલે ચોરસ માપ કરવાં જોઇએ. પહોળાઈ ૭ યાર્ડના પહેલાં ફુટ કરીએ તો (૭×૩)=૨૧ ફુટ થાય. એટલે ૨૫ ફુટ લાંબી ને ૨૧ ફુટ પહોળાઈના ચોરસ ફુટ કરીએ તો (૨૫×૨૧)=૫૨૫ ચોરસ ફુટ થાય અને તેના રૂા. ૩૫ પડે છે તો ૨૬ ફુટ લાંબી અને ૧૫ ફુટ પહોળી એટલે (૨૬×૧૫)=૩૯૦ ચોરસ ફુટનું શું પડશે ? ત્રિરાશીથી ગણતાં ૨૬ રૂપીઆ આવે.

જવાબ—૨૬ રૂપીઆ કિંમત પડે.

# સને ૧૯૧૮

### દા. ૫૧ મો.

આ હિસાબ ત્રિરાશીનો છે. સાકરનો ભાવ મુંબઇ તોલના મણનો (૨૮ પાઉન્ડનો) આપેલો છે. માટે ૩ હંડ્રવેટ ૧૪ પૌંડના પૌંડ કરીએ તો ૩૫૦ પૌંડ થાય. હવે ૨૮ પૌંડના ૫ રૂપીઆ તો ૩૫૦ પૌંડનું શું એવો હિસાબ થયો. ત્રિરાશીની રીતે ગણતાં ૬૨ રૂપીઆ ૮ આના આવ્યા. જવાબ—૬૨ રૂપીઆ ૮ આના કિંમત પડશે.

### દા. ૫૨ મો

આ હિસાબમાં આવક વર્ષની આપી છે ને ખર્ચ મહીનાનો આપ્યો છે માટે તે ઉપરથી વર્ષનો ખર્ચ કાઢવા માસિક ખર્ચને ૧૨ વડે ગુણવાથી વર્ષનો ખર્ચ આવે. માસિક ૧૨ રૂ. ૮ આના તથા બીજો માસિક ખર્ચ ૨૭ રૂ. મળીને કુલ માસિક ખર્ચ (૧૨॥+૨૭)= ૩૯ રૂ. ૮ આના થાય અને તે ઉપરથી બાર માસનો ખર્ચ (૩૯॥ ×૧૨) ૪૭૪ રૂ. થાય તે ૬૧૨ રૂ. આવકમાંથી બાદ કરતાં (૬૧૨ −૪૭૪) ૧૩૮ બચશે. જવાબ—૧૩૮ રૂપીઆ વર્ષ આખરે બચત રહે.

### દા. ૫૩ મો.

આ હિસાબ ત્રિરાશીનો છે. બંને પદ સરખાં કરવા માટે કલાકની સેકંડ કરીએ તો (૧×૬૦×૬૦) ૩૬૦૦ સેકંડ થઇ. હવે ૩૬૦૦ સેકંડમાં ૩૫ માઇલ ચાલે તો ૧ સેકંડમાં કેટલું ચાલે? ત્રિરાશીની રીતે ગણતાં ૩૫ માઇલને ૩૬૦૦ વડે ભાગવા પડશે માટે ૩૫ માઇલના ફુટ કર્યા તો (૩૫×૫૨૮૦)=૧૮૪૮૦૦ ફુટ થયા તેને ૩૬૦૦ સેકંડે ભાગતાં ૧ સેકંડમાં ૫૧ ફુટ ૪ ઇંચ આવે.

જવાબ—એક સેકંડમાં ૫૧ ફુટ ૪ ઇંચ ચાલે.

**દા. ૫૪ મો.**

આ હિસાબ બહુરાશીનો છે. ૧૫ માણસોએ ૨૪ દિવસમાં ૧/૨ કામ કર્યું છે. આખું કામ ૩૦ દિવસમાં પુરૂં કરવાનું માથે લીધું છે. હવે (૩૦-૨૪)=૬ દિવસ બાકી રહ્યા છે ને કામ ૧/૨ બાકી રહ્યું છે. ૧૫ માણસો ૨૪ દિવસમાં ૧/૨ કામ કરે તો ૬ દિવસમાં ૧/૨ કામ કરવા માટે કેટલાં માણસ જોઈએ? બહુરાશીની રીતે ગણતાં ૬૦ માણસો આવ્યાં. જવાબમાં છે તેના કરતાં કેટલાં માણસ વધારે રાખવાં એમ પૂછ્યું છે. હાલમાં ૧૫ છે તે ૬૦ માંથી બાદ કરીએ તો (૬૦ −૧૫)=૪૫ માણસ નવાં લાવવાં જોઇએ.

જવાબ—૪૫ માણસો કામે લગાડવાં.

**દા. ૫૫ મો.**

આ દાખલો ત્રિરાશીનો છે. દાખલા ૩૨ મા પ્રમાણે ગણવાથી ૧૬ દિવસ આવશે. જવાબ—૧૬ દિવસ ચાલે.

**દા. ૫૬ મો.**

આ હિસાબમાં રવિવારે માણસો મજુરીએ જતા નથી એટલે અઠવાડીઆમાં ૭ દિવસ કામ કરે છે, તો ૫૨ અઠવાડીઆમાં ૫૨ ×૬ = ૩૧૨ દિવસ કામ કરશે. હવે દરરોજના પાંચ આના પ્રમાણે ૩૧૨ દિવસના (૩૧૨×૫)=૧૫૬ આના ૧ માણસ એક વરસે કમાય છે તો ૩૦ માણસોની કમાઇ કાઢવા માટે ૧૫૬૦ ને ૩૦ વડે ગુણવાથી ૪૬૮૦૦ આના આવ્યા તેના રૂપીઆ કર્યા તો ૨૯૨૫ થયા.

જવાબ—૨૯૨૫ રૂપીઆ મજુરી થઈ.

## સને ૧૯૧૯

**દા. ૫૭ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. દાખલા ૧૪ મા પ્રમાણે ગણવાથી ૬ દિવસ આવશે. જવાબ—૬ દિવસ લાગશે.

**દા. ૫૮ મો.**

આ હિસાબમાં ચાદરની કિંમત સરખી છે એટલે પહેલી વખતે ૨ રૂા. ૧૦ આનામાં ૬ વાર લાંબી ૨ વાર પહોળી ચાદર મળે છે અને બીજી વખતે એટલી જ કિંમતમાં ૩ વાર લાંબી ચાદર લેવી છે તો પહોળી કેટલી હોવી જોઇએ ?

ત્રિરાશીની રીતે ગણતાં ૬ વાર લાંબી હોય તો ૨ વાર પહોળી, તો ૩ વાર લાંબી હોય તો પહોળી વધારે જોઈએ. કારણ કે લંબાઈ થોડી હોય તો પહોળાઈ વધારે આવે તો જ સરખી કિંમત થાય. હિસાબ ગણતાં ૪ વાર પહોળાઈ આવશે. જવાબ–૪ વાર પહોળાઈ હશે.

**દા. ૫૯ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. આ હિસાબમાં સવારના ૧૦–૩૦ થી તે સાંજના ૫–૩૦ સુધીમાં ૭ કલાક થાય. હવે કલાકના ૭ માઇલ લેખે ૭ કલાકના (૭×૭)=૪૯ માઇલ આવ્યા.

જવાબ—ગાડી ૪૯ માઇલ ચાલે.

**દા. ૬૦ મો.**

આ હિસાબ વિવિધ સરવાળા બાદબાકીનો છે. પ્રથમ બે દાગીનાનું વજન કાઢયું તો

| તોલા | વાલ | રતિ | |
|---|---|---|---|
| ૧૯ | ૦ | ૧ | (પહેલાનું વજન) |
| ૨૩ | ૦ | ૨ | (બીજાનું વજન) |
| ૩૨ | ૧ | ૦ | |

બંને દાગીનાનું વજન ૩૨ તોલા ૧ વાલ થયું. કુલ સોનું ૧૪૦ તોલા છે તેમાંથી બંને દાગીનાનું વજન બાદ કરવાથી ત્રીજા દાગીનાનું વજન ૧૦૭ તોલા ૧ ગદિયાણો ૧૫ વાલ આવ્યું.

જવાબ– તોલા ગદિ. વાલ<br>૧૦૭–૧ – ૧૫ ત્રીજા દાગીનાનું વજન.

**દા. ૬૧ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. દાખલા ૮ મા પ્રમાણે કરવાથી ૭૨૦ પૌંડ આવશે. જવાબ—૭૨૦ પૌંડ વાર્ષિક પેદાશ થઇ.

**દા. ૬૨ મો.**

પ્રથમ ૧૦ ફરા ૫ પાલી ૩ શેરના શેર કર્યા તો ૬૬૩ શેર આવ્યા. હવે ૬ માણસ અને ૪ છોકરાંનું ૧ દિવસનું અનાજ કાઢીએ તો ૬×૦॥=૩ શેર માણસનું અને ૪×૦।=૧ શેર છોકરાનું થયું. બંને મળી ૩+૧=૪ શેર અનાજ રોજનું થયું. હવે ૪ શેર અનાજ ૧ દિવસ ચાલે તો ૬૬૩ શેર અનાજ કેટલા દિવસ ચાલશે એવું હિસાબનું સ્વરૂપ થયું. ત્રિરાશીથી ગણુતાં ૧૬૫$\frac{3}{4}$ દિવસ આવ્યા.

જવાબ–૧૬૫$\frac{3}{4}$ દિવસ ચાલે.

## સને ૧૯૨૦

**દા. ૬૩ મો.**

આ હિસાબ સંખ્યાલેખનનો છે. (૧)સાડલાખ, પાંચ હજાર, આડસોસાત.
(૨)બે લાખ, નવ હજાર, સાત.
(૩)વીસ હજાર, નવસો, પાંચ.

**દા. ૬૪ મો.**

આ હિસાબમાં પદ સરખાં કરવા માટે ૩ દિવસ ૫ કલાક ને ૪૦ મિનિટની મિનિટ ભાંજણીની રીતે કરી તો ૪૬૬૦ મિનિટ આવી. હવે ૧ મિનિટમાં ૬૫ ઝોલા ખાય તો ૪૬૬૦ મિનિટમાં કેટલા ઝોલા ખાશે ? ત્રિરાશીથી ગણુતાં ૩૦૨૯૦૦ ઝોલા આવશે.

જવાબ—૩૦૨૯૦૦ વાર ઝોલા ખાય.

**દા. ૬૫ મો.**

આ દાખલામાં એક ગાયની કિંમત ૬૦ રૂા. છે તો ૪ ગાયની કિંમત કાઢીએ તો (૬૦×૪) =૨૪૦ રૂપીઆ થયા અને તેજ કિંમતમાં

૨૫ ઘેટાં આવે છે એટલે ૨૪૦ રૂપીઆમાં ૨૫ ઘેટાં આવે તો ૧ ઘેટાની કિંમત કાઢી એટલે ૯ ૩/૫ રૂપીઆ આવ્યા.

જવાબ—એક ઘેટાના ૯ ૩/૫ રૂપીઆ.

**દા. ૬૬ મો.**

આ દાખલો આગળ આવેલા દા. ૧૪ પ્રમાણે ગણતાં ૧૮ દિવસ આવશે. જવાબ—૧૮ દિવસમાં કામ કરી શકશે.

**દા. ૬૭ મો.**

આ હિસાબમાં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે છેવટે દિવાલના મથાળે ગોકળગાય પહોંચી ગયા પછી ઉતરતી નથી. એટલે ૨ ફીટ ૬ ઇંચ ચઢે તેમાંથી ૧ ફુટ ૩ ઇંચ ઉતરી પડે છે તે બાદ કરીએ તો ૧ દિવસમાં ૧ ફુટ ૩ ઇંચ ચઢેલી રહે. છેલ્લા દિવસે ૨॥ ફુટ ચઢયા પછી ઉતરવાનું નથી માટે ૧ દિવસમાં ૨॥ ફુટ ચઢશે. હવે બાકીના ૧૫—૨॥=૧૨॥ ફુટ ચઢવાનું છે તે દરરોજના ૧ ફુટ ૩ ઇંચ પ્રમાણે છે. ત્રિરાશીથી ગણતાં ૧૦ દિવસ આવ્યા એટલે કે ૧૦ દિવસમાં ૧૨॥ ફુટ ચઢે અને છેલ્લા ૧ દિવસમાં ૨॥ ફુટ ચઢે એમ ૧૦+૧=૧૧ દિવસમાં ૧૫ ફુટ ચઢી શકે. જવાબ—૧૧ દિવસ લાગશે.

## સને ૧૯૨૧

**દા. ૬૮ મો.**

આ દાખલામાં ભાજ્ય કાઢવાનો છે. માટે ભાગાકાર ૫૦૨ને ભાજક ૧૨૪ વડે ગુણીને તેમાં ૯૧ શેષ ઉમેરવાથી ભાજ્ય ૬૨૩૩૯ આવશે.

જવાબ—૬૨૩૩૯ ભાજ્ય આવશે.

**દા. ૬૯ મો.**

આ હિસાબ બહુરાશીનો છે. પ્રથમ પદ ગોઠવ્યાં તો નીચે પ્રમાણે થશે.

| માણસ | કામ | દિવસમાં કરે |
|---|---|---|
| ૯ | ૧ | ૧૨ |
| (જ.) | ૨ | ૯ |

બહુરાશીની રીતે કરતાં ૨૪ માણસ આવે. પણ જવાબમાં કેટલાં માણસ વધારે કામે લગાડવાં એમ પૂછવાથી પ્રથમનાં ૯ માણસ તેમાંથી બાદ કરતાં (૨૪–૯)=૧૫ માણસો વધારે કામે લગાડવાં જોઈએ.

જવાબ–૧૫ માણસો વધારે કામે લગાડવાં.

**દા. ૭૦ મો.**

આ દાખલો અપૂર્ણાંક રીતે સરળતાથી થાય છે. ત્રિરાશીની રીતે પણ ગણી શકાશે. અપૂર્ણાંક નહિ જાણનારે ૪ રૂા. ૧૩ આના ૬ પાઈની પાઈ કરવી. ૯૩૦ પાઈ આવી. તે જ પ્રમાણે ૪૮૯ રૂા. ૩ આના ૭ પાઈની પાઇ કરી તો ૯૩૯૩૦ પાઈ આવી. હવે ૧ ટીકીટની ૯૩૦ પાઈ તો ૯૩૯૩૦ પાઈમાં કેટલી ટીકીટ આવે? આવો હિસાબ થયો. ત્રિરાશીની રીતે અગર ભાગાકાર કરી ગણતાં જવાબ ૧૦૧ આવે. જવાબ–૧૦૧ ટીકીટો આવશે.

**દા. ૭૧ મો.**

આ દાખલો ત્રિરાશીનો છે. દાખલા ૫૩ મા પ્રમાણે ગણતાં ૪૪ ફુટ આવશે. જવાબ–એક સેકન્ડમાં ૪૪ ફુટ ચાલતી હશે.

**દા. ૭૨ મો.**

આ દાખલામાં ત્રણ દિવસ હાજર રહી ૧ દિવસ ગેરહાજર રહે છે. હાજર રહે ત્યારે ૧ પૌંડ મળે અને ગેરહાજર રહે ત્યારે ૧॥ પૌંડ દંડ થાય એટલે ત્રણ દિવસના ત્રણ પૌંડ કમાય, ને ચોથે દહાડે ગેરહાજર રહે ત્યારે પૌં. ૧॥ દંડ થાય. એટલે ૧॥ પૌંડ બચે. આ ઉપરથી ૧॥ પૌંડ કમાવા માટે ત્રણ દિવસ હાજર રહેવું પડે તો ૬૭ પૌંડ કમાવા માટે કેટલા દિવસ હાજર રહેવું? આવો હિસાબ થયો. ત્રિરાશીની રીતે ગણતાં ૧૩૪ દિવસ આવશે.

જવાબ–૧૩૪ દિવસ નોકરી માટે હાજર રહ્યો હશે.

# સને ૧૯૨૨

**દા. ૭૩ મો.**

આ દાખલામાં બબ્બે જણના ભેગા રન આપ્યા છે. માણસો ત્રણ છે એટલે દરેકના રન બબ્બે વખત આવે છે; તેથી બધા રન ભેગા કરી બેએ ભાગવાથી દરેકના એક વખતના રનનો સરવાળો આવશે.

રન

૨૫૪ મગન + છગન

૧૪૨ છગન + જગન

૧૭૮ મગન + જગન

---

૫૭૪ ÷ ૨ = ૨૮૭ રન મગન+છગન+જગનના થયા.

હવે ત્રણે જણના ૨૮૭ રનમાંથી બબ્બે જણના રન બાદ કરતાં ૧ જણના રન બાકી રહેશે. જેમકે ૨૮૭ રન મગન+છગન+જગન॰ ના છે તેમાંથી મગન+છગનના ૨૫૪ રન બાદ કરતાં (૨૮૭–૨૫૪)= ૩૩ રન જગનના રહ્યા. એવી રીતે મગનના તથા છગનના રન કાઢયા તો મગનના ૧૪૫ અને છગનના ૧૦૯ આવશે.

જવાબ—મગને ૧૪૫ રન, છગને ૧૦૯ અને જગને ૩૩ રન કર્યા હશે.

**દા. ૭૪ મો.**

આ હિસાબ ત્રિરાશીનો છે. પ્રથમ ૧૪૫ ડગલાંમાં કેટલા ફુટ જમીન થાય છે તે કાઢી તો (૧૪૫×૨)=૨૯૦ ફુટ થઈ. હવે ૫૬ સરખાં કરવા માટે ૧૬ માઈલના ફુટ કર્યા તો (૧૬×૫૨૮૦)= ૮૪૪૮૦ ફુટ થયા. ૨૯૦ ફુટ ચાલવા માટે ૧ મિનિટ લાગે તો ૮૪૪૮૦ ફુટ ચાલવાને કેટલો વખત લાગશે? આવો હિસાબ થયો. ત્રિરાશીની રીતે ગણતાં જવાબ મિનિટમાં આવશે તેના કલાક કરતાં ૪ કલાક ૫૧$\frac{૯}{૨૯}$ મિનિટ થશે. જવાબ–૪ કલાક ૫૧$\frac{૯}{૨૯}$ મિનિટ લાગશે.

**દા. ૭૫ મો.**

આ દાખલામાં વેપારીએ ૧૨૪૬ રૂ. માં ઘોડા લીધા છે. તે ઉપરાંત ૧૦૫ નફો કરવો છે એટલે તેને (૧૨૪૬+૧૦૫)=૧૩૫૧ રૂપીઆ ઉપજાવવા છે. પણ ૨૮ ઘોડામાંથી ૧૨ ઘોડા મરી ગયા છે તેથી (૨૮−૧૨)=૧૬ બાકી રહ્યા છે અને તે વેચવાથી ૧૩૫૧ રૂપીઆ ઉપજાવવા છે એટલે ૧૬ ઘોડાના ૧૩૫૧ રૂપીઆ તો ૧ ઘોડાનું શું? ત્રિરાશી અગર ભાગાકાર કરવાથી ૮૪ રૂપીઆ ૭ આના આવશે.

જવાબ—૮૪ રૂપીઆ ૭ આને એક ઘોડો વેચવો.

**દા. ૭૬ મો.**

આ દાખલો ત્રિરાશીનો છે; પણ અપૂર્ણાંક નહિ આવડનારે દાખલા ૭૦ માં જેમ બધાંની પાઈ કરી છે તેમ આમાં બધાંના પેન્સ કરવા. ૧ પૌંડ ૪ શિલીંગ ૮ પેન્સના ૨૯૬ પેન્સ થયા, અને ૧૫૦ પૌંડ ૫ શિલીંગ ૪ પેન્સના ૩૬૦૬૪ પેન્સ થયા. હવે ૨૯૬ પેન્સનાં ૨૯૬ રમકડાં મળે તો ૩૬૦૬૪ પેન્સનાં કેટલાં મળે? આવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણતાં ૩૬૦૬૪ આવશે.

જવાબ—૩૬૦૬૪ રમકડાં આવી શકે.

**દા. ૭૭ મો.**

આ દાખલામાં ત્રણ મહિનાની આવક ૪ મહિનામાં ખરચે છે એટલે તે ૪ માસ નોકરી કરે તો તેના ૪ માસના પગારમાંથી ત્રણ માસનો પગાર ખર્ચમાં જાય, અને ૧ માસનો પગાર બચે. ૪ મહિને ૧ માસનો પગાર રૂા. ૨૬૪ બચે તો ૧૨ વરસે શું બચશે? આવો હિસાબ થયો. પદ સરખાં કરવા ૧૨ વરસના માસ કર્યા તો (૧૨×૧૨)= ૧૪૪ માસ આવ્યા. ત્રિરાશીથી ગણતાં ૯૫૦૪ રૂપીઆ આવશે.

જવાબ—૯૫૦૪ રૂપીઆ બચાવશે.

# સને ૧૯૨૩

**દા. ૭૮ મો.**

આ દાખલો વિવિધ પરિમાણનો છે. ૪ ખાંડી ઘઉં છે. ૨ મણ ૧૧ પાયલી ૧ શેર ઘઉં એક નોકરને આપે તો ૨૫ નોકરને (૨ મણ ૧૧ પાયલી ૧ શેર×૨૫)=૬૭ મણ ૯ પાયલી ૧ શેર ઘઉં આપવા પડે. એની પાસે ૪ ખાંડી એટલે (૪×૨૦)=૮૦ મણ ઘઉં છે તેમાંથી ૬૭ મણ ૯ પાયલી ૧ શેર=ઘઉં આપતાં (૮૦ મણ ૦ પાયલી ૦ શેર–૬૭ મણ ૧ પાયલી ૧ શેર)=૧૨ મણ ૬ પાયલી ૩ શેર ઘઉં રહેશે. જવાબ–૧૨ મણ ૬ પાયલી ૩ શેર ઘઉં બાકી રહેશે.

**દા. ૭૯ મો.**

આ દાખલો વિવિધ પરિમાણનો છે. પ્રથમ તેણે કરેલા ખર્ચનો સરવાળો કરવો.

૩ પાયલી ચોખાના (૩×૧)=)=૩ રૂપીઆ ૬ આના ૦ શુન્ય પાઈ. ૭ રૂપીએ ડઝન પ્રમાણે ૪ કેરીના ૨ રૂપીઆ ૫ આના ૪ પાઈ થઇ. ૯ આને વાર પ્રમાણે ૧ ફૂટના ૩ આના થાય અને ૧૩ ફૂટ લીધું છે માટે (૧૩×૩) ૩૯ આના એટલે ૨ રૂપીઆ ૭ આના થાય. હવે બધી રકમોનો સરવાળો કર્યો તો—

| રૂ. આ. પાઈ | |
|---|---|
| ૩—૬—૦ | —ચોખાની કિંમત |
| ૨—૫—૪ | —કેરીની કિંમત |
| ૨—૭—૦ | —કપડાની કિંમત |
| ૦—૭—૦ | —મજુરી ખર્ચ |

રૂ. ૮—૯—૪ પાઇ કુલ ખર્ચ થયો. એની પાસે રૂ. ૫૦ હતા તેમાંથી ખર્ચ બાદ કર્યો તો બાકી ૪૧ રૂપીઆ ૬ આના ૮ પાઈ રહેશે.

**જવાબ—૪૧ રૂપીઆ ૬ આના ૮ પાઇ બાકી રહ્યા.**

**દા. ૮૦ મો.**

આ હિસાબ પણ વિવિધ પરિમાણને છે. આ દાખલામાં નફામાંથી સમાર કામને ખર્ચ બાદ કરતાં (૨૬૮૭૨ રૂપીઆ ૧૨ આના— ૨૧૧૬ રૂપીઆ ૮ આના ) ૨૪૭૫ રૂપીઆ ૪ આના રહેશે. અને તે ૩૦૦ ભાગીદારોને વહેંચવા છે માટે ૨૪૭૫૬ રૂપીઆ ૪ આનાને ૩૦૦ વડે ભાગવાથી ૮૨ રૂપીઆ ૮ આના ૪ પાઇ આવશે.

જવાબ—દરેક ભાગીદારને ૮૨ રૂપીઆ ૮ આના ૪ પાઇ આવશે.

**દા. ૮૧ મો.**

આ દાખલો ત્રિરાશીને છે. પદ સરખાં કરવા માટે માઇલના વાર અને કલાકની મિનિટ કરવી પડશે. ૩ માઇલના વાર (૩×૧૭૬૦) =૫૨૮૦ થયા અને ૫½ કલાકની મિનિટ (૫॥×૬૦)=૩૩૦ થઈ. હવે ૩૩૦ મિનિટમાં ૫૨૮૦ વાર તરે તો ૧૧ મિનિટમાં કેટલા વાર તરશે એવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણતાં ૧૭૬ વાર આવશે.

જવાબ—૧૭૬ વાર તરશે.

**દા. ૮૨ મો.**

આ દાખલો ત્રિરાશીને છે. દાખલા ૫૫ મા પ્રમાણે ગણવાને છે. નાસી ગએલાં ૧૭૬૦ માણસો ૪૦૦૦ માંથી બાદ કરતાં (૪૦૦૦–૧૭૬૦)=૨૨૪૦ માણસ રહેશે. ૪૦૦૦ માણસોને ૪૨ દિવસ ચાલે તો ૨૨૪૦ માણસને કેટલા દિવસ ચાલશે? આવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણતાં ૭૫ દિવસ આવ્યા. જવાબ—૭૫ દિવસ ચાલશે.

## સને ૧૯૨૪

**દા. ૮૩ મો.**

આ દાખલો ૭૩ મા દાખલા પ્રમાણે ગણવાને છે. કુલ મુસાફર ૩૪૦ છે તેમાંથી પુરૂષ+સ્ત્રી મળી ૨૭૫ છે તે બાદ કરતાં (૩૪૦–૨૭૫)=૬૫ વધશે તે છોકરાં છે. એવીજ રીતે પુરૂષ અને છોકરાં મળી

૨૩૫ છે તે કુલ મુસાફરમાંથી બાદ કરવાથી ૧૦૫ સ્ત્રીઓ આવશે, અને છોકરાં ૬૫ તથા સ્ત્રીઓ ૧૦૫ મળી ૧૭૦ સ્ત્રી ને છોકરાં મળી થશે અને તે કુલ મુસાફર ૩૪૦ માંથી બાદ કરતાં (૩૪૦−૧૭૦)=૧૭૦ પુરૂષ આવશે. જવાબ−૧૭૦ પુરૂષ ૧૦૫ સ્ત્રીઓ અને ૬૫ છોકરાં હશે.

**દા. ૮૪ મો.**

આ દાખલો ત્રિરાશીનો છે. પદ સરખાં કરવા માટે ૫ માઇલના વાર કર્યા તો (૫×૧૭૬૦)=૮૮૦૦ વાર થયા. હવે ૧ આંટામાં ૧૩૭ાા વાર જમીન કપાય છે, તો ૮૮૦૦ વાર જમીન કાપવામાં કેટલા આંટા થશે. ત્રિરાશીથી ગણુતાં અગર ૮૮૦૦ ને ૧૩૭ાા વડે ભાગતાં ૬૪ આવશે. (આણુપાણુના ભાગાકાર અગર અપૂર્ણાંક ન આવડે તેમણે અર્ધા વાર કરીને હિસાબ કરવો. જેમ ૧૩૭ાા વારના અર્ધા વાર ૨૭૫ અને ૮૮૦૦ ના અર્ધા વાર ૧૭૬૦૦ થયા એટલે ૧૭૬૦૦÷૨૭૫=૬૪ આવશે.) જવાબ—૬૪ વખત દોડવું પડશે.

**દા. ૮૫ મો.**

આ દાખલો બહુરાશીનો છે, પણ તેમાં પદ સરખાં કરવાની જરૂર છે. ૧ મહિનાના દિવસ ૩૦ કર્યા. ૧૫ મણ ૩૦ શેરના શેર કર્યા તો (૧૫×૪૦+૩૦)=૬૩૦ શેર આવ્યા, અને ૩૦ મણના શેર કર્યા તો (૩૦×૪૦)=૧૨૦૦ શેર આવ્યા. હવે એક ભેંસ એક ગાય કરતાં ૩ ગણું ખાય છે એનો અર્થ એ થયો કે ૧ ભેંસ બરોબર ત્રણ ગાયો છે. હિસાબમાં ૩૩ ગાય ને ૧૪ ભેંસો આપી છે તે બંનેની ભેંસો કરી તો ૩ ગાયની ૧ ભેંસ પ્રમાણે ૩૩ ગાયની ૧૧ ભેંસો આવી અને ૧૪ બીજી ભેંસો છે એટલે બધી મળી (૧૧+૧૪)=૨૫ ભેંસો થઈ. ૭ ભેંસો ૩૦ દિવસમાં ૬૩૦ શેર ખોળ ખાય છે તો ૨૫ ભેંસો ૧૨૦૦ શેર ખોળ કેટલા દિવસમાં ખાશે? આવો હિસાબ થયો. બહુરાશીની રીતે ગણુતાં ૧૬ દિવસ આવશે. જવાબ−૧૬ દિવસમાં ખાશે.

દા. ૮૬ મો.

આ હિસાબ ત્રિરાશીનો છે. ૫દ સરખાં કરવા માટે પ્રથમ એ કેટલા દિવસ ગેરહાજર રહ્યો તે કાઢયું.

| | | |
|---|---|---|
| માર્ચ માસમાં | ૨૨ | દિવસ |
| એપ્રીલમાં | ૩૦ | ,, |
| મેમાં | ૩૧ | ,, |
| જુનમાં | ૩ | ,, |
| કુલ | ૮૬ | |

હવે તેને ૧ વર્ષ એટલે ૩૬૫ દિવસની મજુરી ૨૦૫ રૂપીઆ ૫ આના મળે છે તો ૮૬ દિવસની મજુરી કેટલી થઇ? જે આવે તે જવાબ આવશે. અપૂર્ણાંક નહિ જાણનારે ૨૦૫ રૂપીઆ ૫ આનાના આના કરીને ત્રિરાશીથી જવાબ કાઢવો. જવાબમાં આવેલા આનાના પછી રૂપીઆ કરી જવાબ મૂકવો. ૨૦૫ રૂપીઆ ૫ આનાના ૩૨૮૫ આના થયા. ૩૬૫ દિવસના ૩૨૮૫ આના તો ૮૬ દિવસના કેટલા? ત્રિરાશીથી ગણતાં ૭૭૪ આના આવશે. તેના રૂપીઆ કર્યા તો (૭૭૪÷૧૬)=૪૮ રૂપીઆ ૬ આના આવ્યા.

જવાબ—૪૮ રૂપીઆ ૬ આના કાપી લવા.

દા. ૮૭ મો.

આ હિસાબમાં બે થાન (તાકા) ની કિંમત આપેલી છે. એક થાનનો ભાવ આપેલો છે તે ઉપરથી તેની લંબાઈ કાઢવી. પહેલા થાનના ૧ વારના ૮½ આના છે અને આખા થાનની કિંમત ૧૯ રૂપીઆ ૨ આના છે. અપૂર્ણાંક નહિ જાણનારે બંને રકમોની પાઈ કરવી. પહેલી ૮½ આનાની પાઇ કરી તો (૮॥×૧૨)=૧૦૨ પાઇ આવી. તેજ મુજબ ૧૯ રૂપીઆ ૨ આનાની પાઇ કરી તો ૩૬૭૨

પાઇ આવી, હવે ૧૦૨ પાઇનું ૧ વાર તો ૩૬૭૨ પાઇનું કેટલા વાર? ત્રિરાશી અગર ભાગાકારથી ગણતાં ૩૬ વાર આવશે. એ તાકાની લંબાઇ થઈ. બીજો તાકો પણ પહેલા તાકા જેટલા લાંબો છે, અને એની કિંમત ૨૫ રૂપીઆ ૫ આના છે, એટલે ૩૬ વારના ૨૫ રૂપીઆ ૫ આના તો ૧ વારનું શું? આવા હિસાબ થયો. ૨૫ રૂપીઆ ૫ આનાના આના કર્યા તો (૨૫×૧૬+૫)=૪૦૫ આના થયા. ત્રિરાશીથી અગર ભાગાકારથી ગણતાં (૪૦૫÷૩૬)=૧૧ આના ૩ પાઇ આવી.

જવાબ—૧ વારના ૧૧ આના ૩ પાઇ ભાવ હશે.

## સને ૧૯૨૫

**દા. ૮૮ મો.**

આ દાખલો આગળ આવેલા ૭૪ મા દાખલા પ્રમાણે ગણવાનો છે. સરખાં પદ કરી ત્રિરાશી રીતે ગણતાં ૪ કલાક ૪૮ મિનિટ આવશે.

જવાબ—૪ કલાક ૪૮ મિનિટ આવશે.

**દા. ૮૯ મો.**

આ દાખલો બહુરાશીનો છે. બહુરાશીની રીતે આગળ આવેલા દાખલા ૩ જા પ્રમાણે ગણતાં ૧૦૦ દિવસ આવશે.

જવાબ—૧૦૦ દિવસ જોઇએ.

**દા. ૯૦ મો.**

આ દાખલો વિવિધ પરિમાણની બાદબાકી ગુણાકાર ને ભાગાકારની રીતે ગણવાનો છે. પ્રથમ ૪૫ સ્ત્રીઓને આપવાની રકમ કાઢવા માટે ૧ રૂા. ૩ આના ૬ પાઇને ૪૫ વડે ગુણ્યા તો રૂા. ૫૪–૧૩–૬ પાઈ આવી, તે મૂળ રકમ રૂા. ૯૨–૧૩–૧૦ પાઇમાંથી બાદ કરીએ તો બાકી રૂા. ૩૮–૦–૪ પાઇ રહેશે અને તે રકમ ૨૫ પુરૂષાની છે. ૧ પુરૂષની કાઢવા માટે તે રકમને એટલે રૂા. ૩૮–૦–૪ પાઇને ૨૫ વડે ભાગવાથી રૂા. ૧–૮–૪ પાઇ ૧ પુરૂષને આવશે.

જવાબ—દરેક પુરૂષને રૂા. ૧–૮–૪ પાઈ મળશે.

દા. ૯૧ મો.

આ દાખલામાં પ્રથમ ૪૮૮ શેર કોરીની કિંમત કાઢવા માટે ૪૮૮ ને ૧૧ વડે ગુણ્યા તો (૪૮૮×૧૧)=૫૩૬૮ આના ૪૮૮ શેર કોરીના આવ્યા, અને એ કોરીની કિંમતમાંથી ખાંડ લાવવી છે. ખાંડનો ભાવ ૪ આને શેર છે તો ૫૩૬૮ આનામાં કેટલી ખાંડ આવશે? આવો હિસાબ થયો. ત્રિરાશી અગર ભાગાકારની રીતે ગણતાં ૧૩૪૨ શેર ખાંડ આવશે. જવાબ—૧૩૪૨ શેર ખાંડ મળશે.

દા. ૯૨ મો.

આ દાખલામાં ૪૨૦ રૂપીઆના માલના ૫૬૦ રૂપીઆ ઉપજાવ્યા છે, એટલે (૫૬૦–૪૨૦)=રૂા. ૧૪૦ વધારે ઉપજ્યા છે, અને તે નફો છે. વળી દર પેટીએ ૨ રૂા. નફો મળ્યો છે તો ૧૪૦ રૂા. નફો કેટલી પેટીએ મળ્યો હશે? ત્રિરાશી અથવા ભાગાકારની રીતે ગણતાં ૭૦ પેટી આવશે. એ ૭૦ પેટીના રૂા. ૪૨૦ આપેલા છે તો ૧ પેટીનું શું આપ્યું હશે? ત્રિરાશી અગર ભાગાકારની રીતે ગણતાં રૂા. ૬ એક પેટીના આવે. જવાબ—(૧) ૭૦ પેટીઓ લીધી હશે.

(૨) દરેક પેટીની કિંમત રૂા. ૬ આપવી પડી હશે.

## સને ૧૯૨૫

## ( ગવર્નમેંટ )

દા. ૯૩ મો.

આ દાખલો લઘુતમ તથા દઢભાજકનો છે અને તે અગાઉ ગવર્નમેંટ ધોરણ પ્રમાણે ચોથા ધોરણમાં દઢભાજક તથા લ. સા. ભાજ્ય ચાલતા હતા. હાલમાં પાંચમા ધોરણમાં ચાલે છે.

જવાબ. (૧) લઘુ. સા. ભાજ્યની રીતે ગણતાં ૧૫૬૦ લ. સા. ભા.

(૨) દઢભાજકની રીતે ગણતાં ૧૩ દઢભાજક.

દા. ૯૪ મો.

આ દાખલો અગાઉ આવેલા દાખલા ૭૭ પ્રમાણે ગણવાનો છે. એમાં ૪ મહિના નોકરી કરે ત્યારે ત્રણ મહિનાનો પગાર ખર્ચમાં જાય છે, ને ૧ મહિનાનો પગાર બચે છે, એટલે ૪ માસે ૧ માસનો પગાર બચે તો ૧૨ મહિને કેટલો પગાર બચે? બાર માસનો પગાર રૂા. ૨૧૦ છે, તે ઉપરથી ૧ માસનો પગાર કાઢતાં (૨૧૦÷૧૨) રૂા. ૧૭ ૮ આના એટલે ૨૮૦ આના આવ્યા. ૪ મહિને ૨૮૦ આના બચાવે તો ૧૨ મહિને શું બચાવશે? ત્રિરાશીથી ગણતાં ૮૪૦ આના આવ્યા તેના રૂપીઆ કર્યા તો ૫૨ રૂા. ૮ આના આવ્યા.

જવાબ—રૂા. ૫૨–૮–૦ વર્ષ આખરે શીલક હશે.

દા. ૯૫ મો.

આ હિસાબ ત્રિરાશીનો છે. પૃથ્વીની આસપાસ દોરો વીંટાળવાનો છે, અને પૃથ્વીનો પરિઘ ૨૫ હજાર માઇલ છે, એટલે ૨૫૦૦૦ માઇલ લાંબો દોરો જોઇએ. પદ સરખાં કરવા માટે માઇલના યાર્ડ કરવા જોઇએ. ૨૫૦૦૦ માઇલને ૧૭૬૦ વડે ગુણવાથી ૪૪૦૦૦૦૦૦ યાર્ડ આવ્યા. હવે ૨૦૦ યાર્ડ દોરો કાઢવા માટે અર્ધો પૌંડ રેશમ જોઇએ તો ૪૪૦૦૦૦૦૦ યાર્ડ દોરો કાઢવા માટે કેટલું રેશમ જોઇએ? ત્રિરાશીની રીતે ગણતાં ૨૨૦૦૦૦ અર્ધા પાઉન્ડ રેશમ જોઇએ. તેને એએ ભાગવાથી ૧૧૦૦૦૦ પાઉન્ડ રેશમ જોઇશે.

જવાબ—૧૧૦૦૦૦ પાઉન્ડ રેશમ જોઇએ.

દા. ૯૬ મો.

આ હિસાબ બહુરાશીનો છે. સરખાં પદ કરવા માટે ૧॥ મણના શેર કરવા જોઇએ. ૧॥ મણ ×૪૦=૬૦ શેર થયા. ૧૦ ભેંસો અથવા ૧૫ ગાયો છે એટલે ૧૦ ભેંસો=૧૫ ગાયો થઈ. હિસાબમાં ૩ ભેંસો અને ૩ ગાયો છે, તે બેને બદલે ગાયોની ભેંસો કરી બધી ભેંસો

કરવી. ૧૫ ગાયો=૧૦ ભેંસો છે તો ૩ ગાયોની કેટલી? ત્રિરાશીથી ગણતાં ૨ ભેંસો આવી. ૩ ભેંસો છે અને ૩ ગાયોની ૨ ભેંસો આવી એટલે કુલ (૩+૨)=૫ ભેંસો થઈ. ૧૦ ભેંસોને અઠવાડીએ ૪૦ શેર કપાસીઆ ખવાડીએ તો ૫ ભેંસોને ૬૦ શેર કપાસીઆ કેટલા દિવસ ખવડાવી શકાય? બહુરાશીની રીતે ગણતાં ૨૧ દિવસ આવશે.

જવાબ—૨૧ દિવસ ચાલશે.

**દા. ૯૭ મો.**

આ દાખલો ત્રિરાશીનો છે. આગળ આવેલા દાખલા ૮૨ પ્રમાણે ગણવાથી ૧૬$\frac{૧૬}{૧૭}$ દિવસ આવશે. જવાબ—૧૬$\frac{૧૬}{૧૭}$ દિવસ ચાલશે.

## સને ૧૯૨૬

**દા. ૯૮ મો.**

આ હિસાબ સાધારણ બાદબાકીનો છે. ૫૦૦૦૫૦૩ લખવાને બદલે ૫૦૫૦૩ લખ્યા માટે ૫૦૦૦૫૦૩ માંથી ૫૦૫૦૩ બાદ કરવાથી ૪૯૫૦૦૦૦ રહ્યા, તેટલા ઓછા લખ્યા.

**જવાબ—૪૯૫૦૦૦૦ ઓછા લખ્યા.**

**દા. ૯૯ મો.**

આ હિસાબ પણ વિવિધ પરિમાણની રીતનો છે. આ દાખલામાં અનાજ તથા કોથળા બંને મળીને ૭૫ કોથળાનું વજન ૩૯૫ મણ ૩ શેર ૨૦ રૂપીઆભાર છે તેમાંથી બાજરીનું વજન ૩૮૬ મણ ૭ શેર ૧૦ રૂપીઆભાર બાદ કરવાથી ૭૫ કોથળાનું વજન ૮ મણ ૩૬ શેર ૧૦ રૂ. ભાર નીકળ્યું. હવે એક કોથળાનું વજન કાઢવા માટે ૮ મણ ૩૬ શેર ૧૦ રૂપીઆભારને ૭૫ વડે ભાગ્યા તો ૪ શેર ૩૦ રૂપીઆભાર આવ્યા.

જવાબ—૪ શેર ૩૦ રૂપીઆભાર દરેક કોથળાનું વજન.

દા. ૧૦૦ મો.

આ દાખલો ત્રિરાશીનો છે. પદ સરખાં કરવા માટે ૧ શિલીંગ ૪ પેન્સના પેન્સ કર્યા તો ૧૬ પેન્સ થયા, તેમજ ૫૭૮૧ પૌંડના પેન્સ કર્યા તો (૫૭૮૧×૨૪૦)=૧૩૮૭૪૪૦ પેન્સ થયા. હવે ૧૬ પેન્સ મોકલવા માટે ૧ રૂા. જોઇએ તો ૧૩૮૭૪૪૦ પેન્સ મોકલવા કેટલા રૂપીઆ જોઇએ ? આવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણતાં ૮૬૭૧૫ રૂપીઆ આવશે. જવાબ—૮૬૭૧૫ રૂપીઆ જોઇએ.

દા. ૧૦૧ મો.

આ દાખલો બહુરાશીનો છે. તેને સહેલાઇથી ગણવા માટે પ્રથમ ૮ મહિનાનું ૧ માણસનું સૂતર કાઢવું. રોજનું ૧ માણસ ૦ાા રૂપિઆ ભાર કાંતે છે તો ૧ મહિનાનું ૩૦×૦ાા=૧૫ રૂપિઆભાર થયું. તે લેખે ૮ મહિનાનું ( ૧૫×૮ ) ૧૨૦ રૂપીઆભાર એટલે ૧૨૦÷૪૦=૩ શેર થયું. હવે ત્રિરાશીથી ગણીએ તો ૧ માણસ જો ૩ શેર સૂતર કાઢે તો ૩૨૮૭૬ માણસ કેટલું કાઢે ? ગુણાકાર કરવાથી (૩૨૮૭૬×૩) ૯૮૬૨૮ શેર સૂતર થયું. તેના મણ કાઢતાં ૨૪૬૫ મણ ૨૮ શેર થયું.

જવાબ–૨૪૬૫ મણ ૨૮ શેર સૂતર તૈયાર થાય.

દા. ૧૦૨ મો.

આ હિસાબ બહુરાશીનો છે. પદ ગોઠવીને ગણવાથી ૮ દિવસ આવશે.

જવાબ—૮ દિવસમાં પૂરૂં કરી શકશે.

દા. ૧૦૩ મો.

## સને ૧૯૨૬

## ( ગવર્નમેંટ )

આ દાખલો અગાઉ આવી ગએલા દાખલા ૨૮ ની રીતનો છે. સરખાં પદ કરવા માટે પ્રથમ ૩ યાર્ડ ૨ ફૂટના ફૂટ કર્યા તો

( ૩×૩+૨ )=૧૧ ફુટ થયા. હવે ૧૨૦ માઇલના ફૂટ કર્યા તો (૧૨૦×૫૨૮૦)=૬૩૩૬૦૦ ફુટ થયા. હવે ૧ સેકંડમાં પૈડું ૧ આંટો ફરે એટલે ૧૧ ફુટ જમીન કાપે છે તો ૬૩૩૬૦૦ ફૂટ જમીન કાપવા માટે કેટલા સેકંડ લાગશે ? ત્રિરાશીથી ગણતાં ૫૭૬૦૦ સેકંડ આવશે. તેના કલાક કર્યા તો ૧૬ આવ્યા.

જવાબ—૧૬ કલાકે મુંબાઇથી પૂના પહોંચશે.

**દા. ૧૦૪ મો.**

આ દાખલામાં ભાજ્ય શોધી કાઢવો છે. શેષ ૭૯ છે. ભાગાકાર શેષથી ત્રણ ગણો એટલે ૭૯×૩=૨૩૭ થયો. વળી ભાજક ભાગાકારથી બમણો એટલે ૨૩૭×૨=૪૭૪ થયો. હવે ભાજ્ય કાઢવા માટે ભાગાકાર ને ભાજકનો ગુણાકાર કરવો પડે ને તેમાં શેષ ઉમેરવી પડે માટે ભાગાકાર ૨૩૭×ભાજક ૪૭૪+શેષ ૭૯ = ૧૧૨૪૧૭ ભાજ્ય થયો.

**દા. ૧૦૫ મો.**

આ દાખલો જુદી જુદી ત્રિરાશીથી કરવાનો છે. પ્રથમ બંનેનું કામ કાઢવું જોઇએ. ૨૪ દિ. માં ૧ કામ તો ૧ દિવસમાં કેટલું ? ત્રિરાશીથી કાઢતાં $\frac{૧}{૨૪}$ **અ** નું કામ આવ્યું છે તેજ પ્રમાણે ગણતાં $\frac{૧}{૩૦}$ **બ** નું કામ આવ્યું. બંને જણ ૧ દિવસમાં $\frac{૧}{૨૪}+\frac{૧}{૩૦}=\frac{૯}{૧૨૦}$ કામ કરે છે, તો ૪ દિવસમાં કેટલું કરશે ? ત્રિરાશીથી કાઢતાં $\frac{૩૬}{૧૨૦}$ કામ આવ્યું. આખા કામમાંથી $\frac{૩૬}{૧૨૦}$ કામ થયું એટલે $\frac{૧}{૧}-\frac{૩૬}{૧૨૦}=\frac{૮૪}{૧૨૦}$ કામ બાકી રહ્યું તે એકલા **બ**ને કરવાનું છે. **બ** ૧ દિવસમાં $\frac{૧}{૩૦}$ કામ કરે છે તો $\frac{૮૪}{૧૨૦}$ કામ કેટલા દિવસમાં કરશે ? આવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણતાં ૨૧ દિવસ આવશે. જવાબ–૨૧ દિવસમાં પૂરું કરશે.

દા. ૧૦૬ મો.

આ હિસાબ સંખ્યાનો છે. અગાઉ આવેલા સંખ્યાના દાખલા ૨૪ મા પ્રમાણે જુદી જુદી સંખ્યા લખી સરવાળો કરવો.

૧। લાખ =૧૨૫૦૦૦
૧॥ હજાર = ૧૫૦૦
૧। સો = ૧૨૫

કુલ રૂા. ૧૬૭૨૫ રોકવાના નક્કી કર્યા.

૧॥। લાખ =૧૭૫૦૦૦
૧॥ હજાર = ૧૫૦૦
૧। સો = ૧૨૫

કુલ રૂા. ૧૭૬૬૨૫ રોક્યા.

હવે ૧૬૬૨૫ રોકવાના ધારેલા, અને ૧૭૬૨૫ રૂપીઆ રોકાઈ ગયા એટલે ૧૭૬૬૨૫–૧૬૬૨૫=૫૦૦૦૦ રૂપીઆ ધારવા કરતાં વધારે રોકાયા.

જવાબ–૫૦૦૦૦ રૂપીઆ વધારે રોકાયા.

દા. ૧૦૭ મો.

આ દાખલામાં પ્રથમ ૧ ડઝન એટલે બાર ગુણીમાં કેટલું અનાજ છે તે કાઢવા માટે વિવિધ પરિમાણના ગુણાકારની રીતે ૪ ફરા ૩ પાયલી ૨ શેર ને ૧૨ વડે ગુણવાથી ૫૦ ફરા ૧૦ પાયલી આવ્યા. તેની કિંમત રૂા. ૬૦૭–૮–૦ પાઈ છે. હવે બીજી વખતે શેરનો ભાવ આપ્યો છે માટે પદ સરખાં કરવા ફરા પાયલીના શેર કરવા જોઇએ. ૫૦ ફરા ૧૦ પાયલીના ઉતરતી ભાંજણીની રીતથી

શેર કર્યા તો ૩૨૪૦ શેર આવ્યા. હવે ૧ શેરના ચાર આના તો ૩૨૪૦ શેરનું શું ઉપજશે ? ત્રિરાશી અથવા ગુણાકારની રીતે ગણતાં ૧૨૯૬૦ આના અથવા ૮૧૦ રૂપીઆ ઉપજ્યા. હવે નફો કાઢવા માટે ઉપજેલી કિંમતમાંથી બેઠેલી કિંમત બાદ કરવી જોઇએ. ઉપજેલી કિંમત રૂા. ૮૧૦-૦-૦ છે તેમાંથી બેઠેલી કિંમત રૂા. ૬૦૭-૮-૦ પાઈ બાદ કર્યા તો રૂા. ૨૦૨-૮-૦ પાઈ આવશે તે નફો ગણાશે.

જવાબ—૨૦૨ રૂપીઆ ૮ આના નફો થશે.

**દા ૧૦૮ મો.**

આ દાખલો ઉતરતી ભાંજણીનો છે. પ્રથમ ૧ાા ટન ૪ હંડ્રેડવેટ ૧ ક્વાર્ટર ૧ સ્ટોન ચહાના પાઉન્ડ ઉતરતી ભાંજણીની રીતે કર્યા તો ૩૮૫૦ પાઉન્ડ આવ્યા હવે ૫ પાઉન્ડનો ૧ ડબો ભરાય તો ૩૮૫૦ પાઉન્ડના કેટલા ડબા ભરાય ? ત્રિરાશી અગર ભાગાકારથી ગણતાં ૭૭૦ ડબા આવશે. જવાબ—૭૭૦ ડબા ભરાશે.

## સને ૧૯૨૭

**દા. ૧૦૯ મો.**

આ દાખલો વિવિધ પરિમાણના ગુણાકારનો છે. ૯૩ વર્ષનો ખર્ચ કાઢવા માટે ૧ વર્ષના ખર્ચને ૯૩ વડે ગુણવા જોઇએ. એક વર્ષનો ખર્ચ ૫૨૭ પૌંડ ૧૧ શિલીંગ ૪ પેન્સ છે તેને ૯૩ વડે ગુણ્યા તો ૪૯૦૬૩ પૌંડ ૧૪ શિલીંગ ૦ શૂન્ય પેન્સ આવ્યા.

જવાબ—૪૯૦૬૩ પૌંડ ૧૪ શિલીંગ ખર્ચ થશે.

**દા. ૧૧૦ મો.**

આ દાખલો સાદી ત્રિરાશીનો છે. દાખલા બીજા પ્રમાણે ત્રિરાશીની રીતે ગણતાં ૧૦ કલાક આવશે.

જવાબ—૧૦ કલાક કામ કરવું જોઇએ.

**દા. ૧૧૧ મો.**

આ દાખલામાં ઉતરતી ભાંજણીની રીતે બંને પદોના પાઉન્ડ કરીને પછી સાદો ભાગાકાર કરવો પડશે. પ્રથમ ૩ ક્વા. ૮ પાઉન્ડના પાઉન્ડ કર્યા તો ૯૨ પાઉંડ આવ્યા. અને ૪ ટન ૧૬ હંડ્રવેટ ૩ ક્વાર્ટર ૨૦ પાઉન્ડના પાઉન્ડ કર્યા તો ૧૦૮૫૬ પાઉન્ડ આવ્યા. હવે દરેક માણસને ૯૨ પાઉન્ડ અનાજ આપીએ તો ૧૦૮૫૬ પાઉન્ડ અનાજ કેટલા માણસને અપાશે? આવો દાખલો થયો. ત્રિરાશીની રીતે અથવા ભાગાકારથી ગણતાં ૧૧૮ માણસ આવશે.

જવાબ–૧૧૮ માણસને વહેંચી શકાશે.

**દા. ૧૧૨ મો.**

આ દાખલો અગાઉ આવેલા દાખલા ૩૯ પ્રમાણે ગણવાનો છે. આમાં પહેલેથી શરૂ કરવાનું છે.

| | |
|---|---|
| પહેલી ટોપલીમાં–૨૪૬<br>બીજી ટોપલીમાં–૩૧૯<br>ત્રીજી ટોપલીમાં–૩૩૮<br>ચોથી ટોપલીમાં–૫૬૫<br>———————<br>કુલ કેરીઓ–૧૪૬૮. | ત્રીજી ટોપલીમાં બીજી કરતાં ૧૯ વધારે છે એટલે બીજીની ૩૧૯+૧૯=૩૩૮ ત્રીજી ટોપલીની થઇ. ચોથીમાં પહેલી અને બીજીના સરવાળા જેટલી છે. એટલે પહેલીની ૨૪૬+ બીજીની ૩૧૯ મળી ૫૬૫ ચોથી ટોપલીની થઇ પછી બધી ટોપલીની ભેગી કરી તો ૧૪૬૮ થઈ. |

જવાબ–૧૪૬૮ કેરીઓ ખરીદ કરી હશે.

**દા. ૧૧૩ મો.**

આ દાખલો બહુરાશીનો છે. અગાઉ આવેલા ૧૦૨ મા દાખલા પ્રમાણે બહુરાશીની રીતે ગણતાં ૭ રૂપીઆ આવશે.

જવાબ. ૭૫ રૂપીઆ કમાશે.

# સને ૧૯૨૭ (ગવર્નમેન્ટ)

**દા. ૧૧૪ મો.**

આ દાખલો દૃઢભાજકનો છે. **પ્રથમ ૪૯૧ તથા ૫૪૮ માંથી** અનુક્રમે ૧ અને ૨ બાદ કર્યા તો ૪૯૦ અને ૫૪૬ આવ્યા, તે એનો દૃઢભાજક કાઢયો તો ૧૪ આવ્યો. જવાબ–૧૪ વડે ભાગવા.

**દા. ૧૧૫ મો.**

આ હિસાબ બહુરાશીનો છે. પ્રથમ પદ સરખાં કરવાં. ૧૨ માણસ અથવા ૧૮ છોકરાં છે એનો અર્થ એવો છે કે ૧૨ માણસ =૧૮ છોકરાં થાય. હવે, ૧૮ છોકરાંનાં જો ૧૨ માણસ થાય તો બીજી વખતે તો ૯ છોકરાં છે તેનાં માણસ કેટલાં? ત્રિરાશીથી ગણતાં ૬ માણસ આવ્યાં અને ૧૦ માણસ છે તે બંને મળી (૧૦ +૬)=૧૬ માણસ થયાં. હવે પદ ગોઠવો:

| માણસ | કામ | દિવસમાં કરે | |
|---|---|---|---|
| ૧૧ | $\frac{૩}{૪}$ | ૮ | બહુરાશીની રીતે ગણતાં ૨ દિવસ આવશે. |
| ૧૦ | $\frac{૧}{૪}$ | (જ) | |

જવાબ–૨ દિવસમાં કરશે.

**દા. ૧૧૬ મો.**

આ દાખલો લઘુતમ સાધારણ ભાજ્યનો છે. ૬, ૮, ૯, ૧૨ અને ૧૫ નો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢતાં ૩૬૦ આવ્યો. એટલી મિનિટે બીજીવાર ભેગા થાય.

જવાબ–૩૬૦ મિનિટ અથવા ૬ કલાકે બીજીવાર ભેગા થશે.

**દા. ૧૧૭ મો.**

અગાઉ આવેલા દાખલા ૯૧ પ્રમાણે ગણતાં ૩૩૬ $\frac{૪}{૫}$ શેર આવશે.

જવાબ–૩૩૬ $\frac{૪}{૫}$ શેર કાશી ખરીદ કરી શકાશે.

દા. ૧૧૮ મો.

પ્રથમ ૩૦ ફરાની બેઠેલી કિંમત કાઢવા માટે ૧ રૂપીઆની ૬ પાયલીનો ભાવ છે તેથી ૩૦ ફરાની પાયલી કરી તો (૩૦×૧૬)= ૪૮૦ પાયલી આવી. ૬ પાયલીનો ૧ રૂા. તો ૪૮૦ પાયલીની કીંમત કેટલી ? ત્રિરાશી અથવા ભાગાકારથી કરતાં ૮૦ રૂપીઆ આવ્યા તે બેઠેલી કિંમત થઈ. હવે રૂા. ૫૦ નફો મેળવવો છે એટલે વધારે ઉપજાવવા છે. રૂા. ૮૦+૫૦ મળી કુલ રૂા. ૧૩૦ ઉપજાવવા છે. ૧૩૦ રૂપીઆનું ૪૮૦ પાયલી અનાજ છે તો ૧ રૂપીઆનું કેટલું? આવો હિસાબ થયો. ત્રિરાશીથી અથવા ભાગાકારથી ગણતાં ૩$\frac{૯}{૧૩}$ પાયલી આવશે.

જવાબ–૧ રૂપીઆની ૩$\frac{૯}{૧૩}$ પાયલી વેચવું.

## સને ૧૯૨૮

દા. ૧૧૯ મો.

આ દાખલામાં પ્રથમ **અ**ના માલની ૫૦ હંડ્રવેટની કિંમત કાઢી તો રૂા. ૧૭–૮–૦×૫૦=વિવિધ પરિમાણના ગુણાકારથી ગણતાં ૮૭૫ રૂા. આવ્યા. હવે **બ**ના માલની કિંમત કાઢી તો ૪૨૫ શેર ઘઉંના ૬ આને શેરના ભાવે ૨૫૫૦ આના અથવા ૧૫૯ રૂા. ૬ આ ૦ પાઈ થયા. **અ**એ રૂા. ૮૭૫ નો માલ **બ**ને આપ્યો, અને તેને બદલે રૂા. ૧૫૯–૬–૦ પાઇનો માલ લીધો તેથી ૮૫૦ રૂપીઆમાંથી ૧૫૯ રૂપીઆ ૬ આના બાદ કર્યા તો રૂા. ૭૧૫–૧૦–૦ પાઇ ઓછા આવ્યા.

જવાબ–**અ**ને રૂા. ૭૧૫–૧૦–૦ પાઇ નુકસાન થયું.

દા. ૧૨૦ મો.

આ દાખલામાં ૧૨ ઘોડા તથા ૧૮ બળદની ભેગી કિંમત ૧૨૫૦ પૌંડ આપેલા છે. હવે ૧ બળદની કિંમત ૨ પૌંડ ૫ શિલીંગ આપેલા છે તે ઉપરથી ૧૮ બળદની કિંમત કાઢી તો ૪૦ પૌંડ ૧૦

શિલીંગ આવ્યા. તે પહેલાં આપેલી ૧૨૫૦ પૌંડ ભેગી કિંમતમાંથી બાદ કર્યા તો ૧૨૦૯ પૌંડ ૧૦ શિલીંગ એ ૧૨ ઘોડાની કિંમત રહી.

. જવાબ–૧૨૦૯ પૌંડ ૧૦ શિલીંગ ઘોડાની કિંમત.

**દા. ૧૨૧ મો.**

આ દાખલામાં આપણે જો ૧ રૂપીઓ આવક માની લઇએ તો તેમાંથી ૧ આનો કર આપતાં આના (૧૬–૧)=૧૫ આના બાકી રહે અને તેનો ત્રીજો ભાગ ખેરાત કરે એટલે ૧૫÷૩=૫ આના ખેરાત કરે તો બાકી ૧૫–૫=૧૦ આના શીલીક રહે. હવે ૧૦ આના શીલીક રહી તો ૧ રૂપીઓ આવક હતી તો ૧૨૩૪ રૂપીઆ શીલીક રહે તો આવક કેટલી? આવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણવા માટે પદ સરખાં કરવા ૧૨૩૪ રૂપીઆનાં આના કર્યા તો (૧૨૩૪×૧૬)=૧૯૭૪૪ આના આવ્યા. હવે ત્રિરાશીથી ગણતાં રૂા. ૧૯૭૪$\frac{૪}{૧૦}$ રૂપીઆ આવ્યા. $\frac{૪}{૧૦}$ રૂપીઆના આના પાઇ કરતાં ૬ આના ૪$\frac{૪}{૫}$ પાઇ આવી.

જવાબ–રૂા. ૧૯૭૪–૬–૪$\frac{૪}{૫}$ પાઇ કુલ આવક થઇ.

**દા. ૧૨૨ મો.**

આ દાખલો દૃઢભાજકનો છે. પ્રથમ ૩૭૮ અને ૪૬૨ નો દૃઢભાજક કાઢયો તો ૪૨ આવ્યો. તે છોકરાની સંખ્યા થઇ. હવે બધાં મળી ફળ ૩૭૮+૪૬૨=૮૪૦ છે તે ૪૨ છોકરાને સરખે ભાગે વહેચતાં દરેક છોકરાને ૨૦ ફળ મળશે.

જવાબ—(૧) ૪૨ છોકરાં. (૨) ૨૦ ફળ.

**દા. ૧૨૩ .**

આ દાખલો અગાઉ આવેલા દાખલા ૬૬ માના જેવોજ હોવાથી તેમાં બતાવેલી રીત પ્રમાણે ગણતાં ૧૩$\frac{૧}{૨}$ દિવસ આવશે.

જવાબ–૧૩$\frac{૧}{૨}$ દિવસમાં કરશે.

# સને ૧૯૨૯

**દા. ૧૨૪ મો.**

આ હિસાબમાં વર્ષનો અને દિવસનો સંબંધ ૩૬૦ દિવસના વર્ષ લેખે ગણવો કે ૩૬૫ દિવસના વર્ષ લેખે ગણવો એ વાત અચોક્કસ છે. ૩૬૦ દિવસના વર્ષ લેખે ગણતાં ૧ દિવસનો ખર્ચ રૂા. ૨–૪–૬ પાઈ છે તો ૧ વર્ષનો કાઢવા માટે રૂા. ૨–૪–૦ પાઇને ૩૬૦ વડે ગુણ્યા તો વિવિધ પરિમાણના ગુણાકારની રીતે ગણતાં ૮૨૧ રૂપીઆ ૪ આના ખર્ચ આવ્યો. હવે ૧ વર્ષમાં રૂા. ૧૦૦૬–૪–૦ બચાવે છે. બચાવેલી રકમ + ખર્ચ મળીને કુલ આવક કહેવાય માટે બચાવલા રૂા. ૧૦૦૬–૪–૦ + ખર્ચ રૂા. ૮૨૧–૪–૦ મળીને કુલ રૂા. ૧૮૨૭–૮–૦ પાઇ થયા. જવાબ–રૂા. ,૧૮૨૭–૮–૦ પાઇ એક વર્ષની આવક હશે.

**દા. ૧૨૫ મો.**

આ હિસાબ સરવાળાનો છે. બધી નોટોના રૂપીઆ કાઢયા તો

| | | | | |
|---|---|---|---|---|
| હજારની | ૪૦૫ નોટ છે તેના | (૪૦૫×૧૦૦૦) | ૪૦૫૦૦૦ | રૂા. |
| એકસોની | ૧૩૪૮ નોટ છે તેના | (૧૩૪૮×૧૦૦) | ૧૩૪૮૦૦ | રૂા. |
| દશાની | ૨૪૯ નોટ છે તેના | (૨૪૯×૧૦) | ૨૪૯૦ | રૂા. |
| | | રોકડા | ૬૯૮ | રૂા. |

બધાનો સરવાળો કર્યો તો રૂા. ૫૪૨૯૮૮ આવ્યા.

જવાબ—રૂા. ૫૪૨૯૮૮ કુલ રકમ હશે.

**દા. ૧૨૬ મો.**

આ દાખલામાં પ્રથમ ૩૦ પેટીમાં કેટલી સાકર છે તે કાઢવા માટે ૬ મણ ૨૮ શેરને ૩૦ વડે ગુણ્યા તો ૨૦૧ મણ સાકર આવી. વ તેને ૪૦૨ ડબામાં ભરવી છે માટે ૨૦૧ મણના શેર કર્યા તો (૨૦૧×૪૦)=૮૦૪૦ શેર થયા. તેના ૪૦૨ ભાગ પાડયા તો દરેક ડબામાં ૨૦ શેર સાકર આવી. જવાબ–દરેક ડબો ૨૦ શેર સાકર માય તેવડો હશે.

**દા. ૧૨૭ મો.**

આ દાખલામાં પગારમાંથી દર રૂપીએ છપાઈ કપાય છે એટલે જો ૧ રૂપીઓ એટલે ૧૯૨ પાઇ પગાર મળતો હોય તો તેમાંથી ૬ પાઇ કરની કપાઇ જાય તેથી ૧૮૬ પાઇ બાકી રહે. ૧૮૬ પાઈ બાકી રહે તો ૧ રૂપીઓ પગાર મળે તો રૂા. ૫૮૧–૪–૦ બાકી રહે તો પગાર કેટલા હશે? આવો હિસાબ થયો. ત્રિરાશીથી ગણવા માટે પદ સરખાં કરવા રૂા. ૫૮૧–૪–૦ ની ઉતરતી ભાંજણીની રીતે પાઇ કરી તો ૧૧૧૬૦૦ પાઈ આવી. હવે ત્રિરાશીથી ગણતાં રૂા. ૬૦૦ આવ્યા.

જવાબ—૬૦૦ રૂપીઆ માસિક પગાર મળતો હશે.

**દા. ૧૨૮ મો.**

આ દાખલો અગાઉ આવેલા ૬૬ મા દાખલાની રીતનો છે. તેમાં ૩૬ ભેંસોની ગાયો કરી બધી ગાયો ભેગી કરી તો (૬૦+૪૦) =૧૦૦ ગાયો થઇ. હવે ૩૦ ગાયને ૨૪ દિવસ ચાલે તો ૧૦૦ ગાયને કેટલા દિવસ ચાલશે? ત્રિરાશીથી ગણતાં ૭$\frac{૧}{૫}$ દિવસ આવશે.

જવાબ—૭$\frac{૧}{૫}$ દિવસ ચાલશે.

## સને ૧૯૩૦

**દા. ૧૨૯ મો.**

આ દાખલો અગાઉ આવેલો ૮૩ મો દાખલોજ છે. તેનો જવાબ પણ એજ છે. જવાબ—૧૭૦ પુરૂષ, ૧૦૫ સ્ત્રી, અને ૬૫ છોકરાં.

**દા. ૧૩૦ મો.**

આ દાખલામાં પ્રથમ બધું નાણું એકઠું કરી તેમાંથી ૫ રૂપીઆ વાળી નોટો લાવવી છે, માટે ૧૦૦ રૂપીઆ + ૧૦૦ અરધા રૂપીઆ એટલે ૧૦૦÷૨=૫૦ રૂપીઆ + ૧૦૦ પાવલાં એટલે ૧૦૦÷૪=૨૫ રૂપીઆ=૧૦૦+૫૦+૨૫=૧૭૫ રૂપીઆ થયા તેમાંથી ૫ રૂપીઆવાળી નોટો લેવા ૧૭૫ ને ૫ વડે ભાગ્યા તો (૧૭૫÷૫)=૩૫ આવ્યા.

જવાબ—૩૫ નોટો આવે.

**દા. ૧૩૧ મો.**

આ દાખલો અગાઉ આવેલા ૧૧૮ મા દાખલાની રીતનો છે તે પ્રમાણે ગણવો. આમાં રૂા. ૧ ની ૮ાા પાયલી પ્રમાણે રૂા. ૮૫૦ નું કેટલું અનાજ આવ્યું તે કાઢયું તો (૮૫૦×૮ાા)=૭૨૨૫ પાયલી થયું. હવે ૮૫૦+૧૫૦ નફો મળી કુલ રૂા. ૧૦૦૦) ઉપજાવવા છે. ૧૦૦૦ રૂપીઆનું ૭૨૨૫ પાયલી તો ૧ રૂા. ની કેટલી? આવો હિસાબ થયો. ત્રિરાશી અથવા ભાગાકારની રીતે ગણતાં $\frac{289}{40}$ પાયલી આવશે.

જવાબ—$\frac{289}{40}$ પાયલીના ભાવથી વેચેલો હશે.

**દા. ૧૩૨ મો.**

આ દાખલો અગાઉ આવી ગએલા ૯૪ મા દાખલા પ્રમાણેજ ગણવાનો છે. તે રીતે ગણતાં જવાબ—૧૨૮ રૂપીઆ આવશે.

**દા. ૧૩૩ મો.**

આ દાખલો બહુરાશીનો છે. અગાઉ આવેલા દાખલા ૮૯ પ્રમાણે પદ મૂકી ગણતાં જવાબ ૨૪૦ માઇલ આવશે.

## સને ૧૯૩૧

**દા. ૧૩૪ મો.**

આ દાખલામાં ત્રણે જણના રન ૧૩૭ આપેલા છે. તેમાંથી બે જણના એટલે પેસ્તનજી અને રામજીના ૧૧૧ રન બાદ કરીએ તો (૧૩૭–૧૧૧)=૨૬ રન વધે તે વલીમહમદના બાકી રહ્યા. હવે રામજીએ વલીમહમદ કરતાં ૬૪ રન વધારે કર્યા છે માટે વલીમહમદના ૨૬+૬૪ વધારાના મળી ૯૦ રન રામજીના થયા. વલીમહમદના ૨૬+૯૦ રામજીના મળી ૧૧૬ રન જો ત્રણે જણના ૧૩૭ રનમાંથી બાદ કરીએ તો પેસ્તનજીના (૧૩૭–૧૧૬)=૨૧ રન બાકી રહ્યા, એટલે પેસ્તનજીના ૨૧, રામજીના ૯૦, અને વલીમહમદના ૨૬ રન થયા.

જવાબ—(૧) પેસ્તનજીના ૨૧ રન
(૨) રામજીના ૯૦ રન
(૩) વલીમહમદના ૨૬ રન

**દા. ૧૩૫ મો.**

આ દાખલામાં સવારના ૧૦ થી બીજા દિવસના રાતના ૧૦ સુધીમાં એટલે ૩૬ કલાકમાં ઘડિઆળ ૧૨ મિનિટ મોડું થયું છે. તો ૧ કલાકમાં કેટલું ધીમું ચાલ્યું હશે? ૧૨ મિનિટની સેકંડ કરી તો (૧૨×૬૦)=૭૨૦ સેકંડ આવી. ૩૬ કલાકમાં ૭૨૦ સેકંડ તો ૧ કલાકમાં કેટલું? ત્રિરાશીથી ગણતાં ૨૦ સેકંડ આવી.

જવાબ—દર કલાકે ૨૦ સેકંડ ધીમું ચાલ્યું હશે.

**દા. ૧૩૬ મો.**

આ દાખલામાં દરેક જાતનાં ફળનો જુદો જુદો ભાવ હોવાથી જુદી જુદી કિંમત કાઢી સરવાળો કરવો જોઇએ.

૨૪૦ સફરજનના ૧ આનાના ભાવે ૨૪૦ આના
૨૧૭ લીંબુના ૧ પાઇને ભાવે ૨૧૭ પાઇ
૨૦ દાડમના ૨ આનાને ભાવે ૪૦ આના

| | | |
|---|---|---|
| | | રૂ. |
| હવે સરખું રૂપ આપ્યું તો | ૨૪૦ આના= | ૧૫—૦—૦ |
| | ૨૧૭ પાઇ= | ૧—૨—૧ |
| | ૪૦ આના= | ૨—૮—૦ |
| | કુલ રૂ. | ૧૮—૧૦—૧ |

જવાબ—રૂ. ૧૮—૧૦—૧ પાઇ કિંમત આપી હશે.

**દા. ૧૩૭ મો.**

આ દાખલો અગાઉ આવી ગએલો ૩૨ મો દાખલોજ છે, તે મુજબ ગણતાં ૩૬ દિવસ આવશે. જવાબ—૩૬ દિવસ આવશે.

**દા. ૧૩૮ મો.**

આ દાખલો અગાઉ આવી ગએલા દાખલા ૧૨૧ જેવોજ છે. ફક્ત તેમાં ૧૨૩૪ રૂ. છે અને આ હિસાબમાં રૂ. ૧૨૩૦ છે, તો ૧૨૩૪ ને બદલે ૧૨૩૦ મૂકી એ હિસાબની રીતેજ હિસાબ ગણવાથી ૧૯૬૮ રૂ. આવશે. જવાબ—૧૯૬૮ રૂપીઆ કુલ આવક થઈ.

સૂચના—પ્રશ્નમાં ખરી કમાણી માગી છે, પણ ખરી રીતે તો કુલ કમાણી માગવી જોઇએ. ખરી કમાણીનો અર્થ એટલે ચોકખી આવક થાય છે અને તે તો દાખલામાં રૂ. ૧૨૩૦ આપેલીજ છે.

# ૨ અંકગણિતનો ખુલાસો. ( એલીમેન્ટરી )

## સને ૧૯૨૮

### દા. ૧ લો.

આ દાખલામાં ખર્ચ કરેલી રકમોનો સરવાળો કર્યો એટલે ૧૨ પૌંડ ૬ શિલિંગ ૪ પેન્સ + ૧૬ પૌંડ ૩ શિલીંગ ૫ પેન્સ = ૨૮ પૌંડ ૯ શિલીંગ ૯ પેન્સ કુલ ખર્ચ થયો. હવે તે ખર્ચ ૫૦ પૌંડ-માંથી બાદ કરીએ તો ૫૦ પૌંડ – ૨૮ પૌંડ ૯ શિલીંગ ૯ પેન્સ = ૨૧ પૌંડ ૧૦ શિલીંગ ૩ પેન્સ બાકી રહે.

જવાબ–૨૧ પૌંડ ૧૦ શિલીંગ ૩ પેન્સ બાકી રહ્યા હશે.

### દા. ૨ જો.

આ દાખલામાં વિવિધ ભાગાકારની રીતે ૭૭ રૂપીઆ ૪ આના ૮ પાઈને ૩૫ વડે ભાગીએ તો સરખા ભાગ થાય માટે ભાગાકાર કરતાં ૭૭ રૂપીઆ ૪ આના ૮ પાઈ ÷ ૩૫ = ૨ રૂપીઆ ૩ આના ૪ પાઈ દરેક ભાગે આવે.

જવાબ–૨ રૂપીઆ ૩ આના ૪ પાઈ દરેક ભાગના આવે.

### દા. ૩ જો.

આ દાખલો ત્રિરાશીનો છે. તેથી ત્રિરાશીની રીતે ગણતાં ૧૨ માણસ : ૧૬ માણસ : : ૯ દિવસ : જવાબ–માટે ( ૯×૧૬ ) ÷ ૧૨ = ૧૨ દિવસ. જવાબ—૧૨ દિવસમાં કરશે.

